

॥ नमः श्रीपरमात्मने वीतरागाय ॥

# मोक्षमार्गप्रदीप.

( मोक्षमार्गप्रदीप )

रचयित

[illegible]

श्रीआचार्य कुंथुसागरजी महाराज.

# श्रीआचार्य कुंथुसागर ग्रन्थमाला.

उद्देश— परमपूज्य आचार्यश्रीके द्वारा रचित ग्रंथोंका प्रकाशन व प्रचार करना व अनुकूलताके अनुसार इतर प्राचीन जैनग्रंथोंका उद्धार तथा प्रकाशन करना है।

## सामान्य नियम.

इस ग्रंथमालाको जो सज्जन अधिकसे अधिक सहायता देना



सहायता भेजनेका पता—सेठ गोविंदजी रावजी दोशी
ठि. रावजी सखाराम दोशी, मंगलवार पेठ. सोलापुर.

ग्रंथमालासंबंधी सर्व प्रकारका पत्रव्यवहार नीचे लिखे पतेपर करें

वर्द्धमान पार्श्वनाथ शास्त्री
मंत्री—आचार्य कुंथुसागर ग्रंथमाला, सोलापुर.

श्रीआचार्य कुंथुसागरग्रंथमाला पुष्प नं० २७

॥ ॐ ॥

श्रीमत्परमपूज्य विद्वच्छिरोमणि प्रातःस्मरणीय दिगंबर
जैनाचार्यश्रीकुन्थुसागरजीमहाराजविरचित

# —मोक्षमार्गप्रदीप—

[गुजराती–अनुवादसह]

प्रकाशक,
श्रीगुरुभक्त शेठ उगरचंद अपथालाल शाह
नरसीपुरनिवासीके सुपुत्र सेठ
भोगीलाल उगरचंदजीकी सहायतासे
श्रीआचार्य कुंथुसागरग्रंथमाला के द्वारा प्रकाशित.



| | | |
|---|---|---|
| प्रति | वी. संवत् २४६७ | मूल्य |
| १००० | सन् १९४१ | स्वाध्याय |



-श्रीपरमपूज्य, विश्ववंद्य, आचार्य-

**श्रीकुन्थुसागरजी महाराज.**

# ગ્રન્થકર્તાનો પરિચય.

આ ગ્રંથની રચના શ્રી ૧૦૮ આચાર્ય કુંથુસાગરજી મહામુનિરાજશ્રીએ કરી છે. આપ વીતરાગી, પરમ પ્રતિભાશાલી અને વિદ્વાન્ આચાર્ય મહર્ષિ છે.

આપની જન્મભૂમિ કર્ણાટક પ્રાંત છે. કે જેને પ્રથમ કેટલાયે મહર્ષિઓએ અલંકૃત કરી જૈનધર્મ વધુ ઉજ્વલ કરેલો છે.

કર્ણાટક પ્રાંતના બેલગાંમ જિલ્લામાં ઐનાપુર નામે એક સુંદર ગ્રામ છે. તથા અત્યંત શાંત સ્વભાવને ધારણ કરનાર સાતપ્પા નામે શ્રાવકોત્તમ રહેતા હતા. જેમનાં ધર્મપત્ની સાક્ષાત્ સરસ્વતીની જેમ સદ્ગુણ-સમ્પન્ન હતાં. ખરેખર તેમનું સરસ્વતી નામ યોગ્યજ હતું. ધર્મપ્રેમી સાતપ્પા અને સરસ્વતી અત્યંત પ્રેમ અને ઉત્સાહથી દેવપૂજા, ગુરૂપાસ્તિ વિગેરે સત્કાર્યમાં સદા મગ્ન રહેતાં હતાં. ધર્મકાર્યને તેઓ પોતાનું પ્રધાન કામ માનતાં હતાં. એમના હૃદયમાં આંતરિક ધાર્મિક શ્રદ્ધા હતી. શ્રીમતી સૌ૦ સરસ્વતીદેવીએ વીર સં. ૨૪૨૦ માં એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ પુત્રનો જન્મ સુદપક્ષની બીજના દિવસે થયો એથી સુદ પક્ષના ચંદ્રમાની સમાન દિવસે દિવસે મોટા થવા લાગ્યા. માતાપિતાઓએ પુત્રનું જીવન સંસ્કૃતિમય થાય એવા સુવિચારથી જન્મથીજ આગમોક્ત સંસ્કારથી સંસ્કૃત જીવન કર્યું. જાતકર્મ સંસ્કાર બાદ શુભમુહૂર્તમાં નામકરણ સંસ્કાર કરવામાં આવ્યો. જે વખતે એમનું નામ રામચંદ્ર રાખવામાં આવ્યું. પછી ચૌલકર્મ, અક્ષરાભ્યાસ, પુસ્તક ગ્રહણ વગેરે સંસ્કારોથી સંસ્કૃત કરી સદ્વિદ્યાનુ અધ્યયન કરાવ્યું. શ્રી રામચંદ્રના હૃદયમાં બાળપણથીજ વિનય, શીલ અને સદાચાર વિગેરે ભાવો જાગૃત હતા. જેમને જોઈને લોક આશ્ચર્ય

અથવા સંતુષ્ટ થતા હતા. રામચંદ્રને બાલ્યવસ્થાથીજ સાધુ સંયમિઓના દર્શન માટે ઉત્કૃષ્ટ ઇચ્છા રહેતી હતી. કોઇ સાધુ એનાપુરમાં આવતા તો એ બાળક દોડીને તુરતજ એમની વંદના કરવા ઉપડી જતા. બાળપણથીજ તેમના હૃદયમાં ધર્મની જાગૃતિ હતી. હંમેશાં પોતાના સહધર્મીઓ સાથે તત્વચર્ચા કરવામાં તેઓ પોતાનો સમય બીતાવતા હતા. એ પ્રમાણે તેમનાં સોળા વર્ષ પૂર્ણ થયાં.

હવે માતાપિતાનો વિચાર રામચંદ્રની વિવાહ કરવા માટે થયો. કુદરતી ગુણથી પ્રેરિત થઇ એ રામચંદ્ર કુમારે વિવાહની નિષેધ કર્યો અને પ્રાર્થના કરી કે "પિતાજી, આ લૌકિક વિવાહથી મને સંતોષ નહિ થાય. હું અલૌકિક વિવાહ એટલે મોક્ષલક્ષ્મી સાથે વિવાહ કરવા ચાહું છું. માતાપિતાએ આગ્રહ કર્યો કે "પુત્ર! તમારે લૌકિક વિવાહ કરીને અમારી ઇચ્છા તૃપ્ત કરવી જોઇએ" માતાપિતાની આજ્ઞાના ઉલ્લંઘનના ભયથી ઇચ્છા ન હોવા છતાં પણ રામચંદ્રે વિવાહ સ્વીકાર કર્યો. માતાપિતાઓએ વિવાહ કર્યો. રામચંદ્રને અનુભવ થયો કે હું લગ્ન કરીને ઘણા વિકટ બંધનોમાં જકડાઈ ગયો છું.

વિશેષ બાબત એમ છે કે બાલ્યકાલથીજ સંસ્કારોથી સુદૃઢ હોવાથી યૌવન અવસ્થામાં પણ તેમને કોઇ વ્યસન ન હતું. વ્યસન હતું તો ફક્ત ધર્મચર્ચા, સત્સંગતિ અને શાસ્ત્રસ્વાધ્યાયનુંજ બાકી દુર્વ્યસનો તેમનાથી દુર નાસી જતાં હતાં. આ પ્રમાણે પચ્ચીસ વર્ષ સુધી રામચંદ્રે ઘરમાં વાસ કર્યો તે છતા એમની ભાવના તો એવીજ રહેતી કે, હે ભગવન્! હું આ ગૃહબંધનસે ક્યારે છુટું? જિનદીક્ષા ધારણ કરવાનું ભાગ્ય ક્યારે મલે? એવો દિન ક્યારે મળશે કે જ્યારે સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરીને હું સ્વપર કલ્યાણ કરી શકું.

ભાગ્યવશાત્—એવામાં માતાપિતાનો સ્વર્ગવાસ થયો. વિકરાલ

કાલની કૃપાથી ભાઇ અને બ્હેન પણ વિદાય થયાં. આથી રામચંદ્ર ઘણા ઉદાસ થયા. અને બંધનથી છૂટા થઈ ગયા. ત્યારે સંસારની અસ્થિરતાનું એમણે સ્વાનુભવકર પાકો નિશ્ચય કરીને ધર્મમાર્ગઉપર વધુ સ્થિર થયા.

રામચંદ્રના સસુર પણ ધનવાન્ હતા. એમની પાસે પુષ્કળ સંપત્તિ હતી. પરન્તુ એમની કાંઇ પણ સંતાન ન હતું. તેઓ શ્રીરામચંદ્રને ઘણીવાર કહેતા હતા કે આ સંપત્તિ ( ઘર વિગેરે ) તમેજ સ્વીકારો. મારો અહીંયાનો સર્વ કારોબાર તમે ચલાઓ. રામચંદ્રજી સસરાને દુઃખ ન લાગે તેવા વિચારથી કેટલાક દિવસ રહ્યા પણ ખરા, પરન્તુ મનમાં હંમેશ એજ વિચાર કરતા કે હું મારી આ ઘરની પરિગ્રહરૂપી સંપત્તિને છોડવા ઇચ્છું છું. તો શા માટે એમની સંપત્તિ મારે સ્વીકારવી. રામ-ચંદ્રના આ વિચારથી તેમના સસરાને ઘણું દુઃખ થતું હતું. પરન્તુ રામચંદ્ર દિલગીર હતા. જ્યારે તેમણે સર્વથા ગૃહત્યાગ કરવાનો નિશ્ચય કરી દીધો ત્યારે તેમના સસરાને મહાદુઃખ થયું.

એવામાં ભાગ્યોદયથી એનાપુરમાં પ્રાતઃ સ્મરણીય, પૂજ્યપાદ આચાર્ય શ્રીશાંતિસાગરજી મહારાજ પધાર્યા. વીતરાગી, તપોધન મુનિરાજને જોઇએ તે રામચંદ્રના દિલમાં સંસારભોગથી વિરક્તિ થઇ ગઇ મળેલા સત્સમાગમનો ગુમાવવો યોગ્ય ન લાગવાથી એમણે શ્રી આચાર્ય ચરણમાં આજન્મ બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું.

ઈ. સન્ ૧૯૨૫ ના ફેબ્રુવારી માસમાં શ્રવણબેલગોલા મહાક્ષેત્રમાં શ્રી બાહુબલિ સ્વામીનો મસ્તકાભિષેક હતો. એ મહાભિષેકના સમાચાર મળતાં બ્રહ્મચારીજીએ તથા જવા ઇચ્છા કરી. '**શ્રવણબેલગોલ**' જતા પહેલાં પોતાની પાસે જે કાંઇ સંપત્તિ હતી તેનો દાનધર્મ વિગેરેમાં સદુપયોગ કર્યો. પછી શ્રવણબેલગોલમાં આચાર્ય મહારાજ શ્રી ૧૦૮

શાંતિસાગર પાસેથી ક્ષુલ્લક દીક્ષા ધારણ કરી. એ વખતે આપનું નામ **ક્ષુ૦ પાર્શ્વકીર્તિ** રાખવામાં આવ્યું. ધ્યાન, અધ્યયનાદિ કાર્યોમાં પોતાના ચિત્તને પરોવીને પોતાના ચારિત્રની વૃદ્ધિ કરી., અને શ્રીઆચાર્યના ચરણકમલો પાસે રહેવા લાગ્યા.

ચાર વર્ષ પછી શ્રીઆચાર્યપાદનું ચોમાસુ કુંભોજ ( બાહુબલિ પહાડ ) ઉપર થયું. એ વખતે આચાર્ય મહારાજે ક્ષુલ્લકજીનું નિર્મળ ચારિત્ર જોઈ એમને એલ્લક કે જે શ્રાવકપદમાં ઉત્તમ સ્થાન છે તેની દીક્ષા આપી.

બાહુબલિ પહાડ ઉપર એક ખાસ ઘટના એ બની કે સંઘભક્ત શિરોમણિ શેઠ પુનમચંદ ઘાસીલાલ આચાર્યવંદના માટે આવ્યા; અને આચાર્ય મહારાજને પ્રાર્થના કરી કે હું સમ્મેદશિખરજી સુધીનો સંઘ કાઢવા ઈચ્છા રાખું છું. આપશ્રી તમારા સંઘસહિત પધારો અને સેવા કરવાનો અવસર અમને આપો. આચાર્યશ્રીએ સમ્મતિ આપી. એલ્લક પાર્શ્વકીર્તિજીએ પણ સંઘ સાથે વિહાર કર્યો સંઘ શ્રીસિદ્ધક્ષેત્ર સમ્મેદશિખરજીપર પહોચતાં તથા વિરાટ મહાઉત્સવથયો. મહાસભા અને શાસ્ત્રીપરિષદનું અધિવેશન પણ થયું આ ઉત્સવ અભૂતપૂર્વ હતો. સ્થાવર તીર્થોની સાથે જંગમતીર્થોનું તથાં એકત્ર સંગઠન જણાતું હતું.

સંઘને અનેક સ્થળોએ ધર્મવર્ષા કરતાં કરતાં કટનીમાં ચાતુર્માસ કર્યો બીજા વર્ષે લલિતપુરમાં ચાતુર્માસ થયો. આચાર્ય મહારાજના સંઘમાં સદા ધર્મધ્યાનની દિનચર્યા ચાલૂ હતી. પણ નિયમપૂર્વક અધ્યયન અત્રેથી શુરૂ થયું. સંઘમાં ક્ષુલ્લક જ્ઞાનસાગરજી જે આજ મુનિરાજ સ્વ. સુધર્મસાગરજીના નામથી સુપ્રસિદ્ધ છે તે ઘણાવિદ્વાન અને આદર્શ સાધુ હતા. એમની પાસે પ્રત્યેક સાધુ અધ્યયન કરતા હતા. આ ગ્રંથના કર્તા ક્ષુલ્લક પાર્શ્વકીર્તિજી પણ એમની પાસેથી સિદ્ધાંત વ્યાકરણ અને ન્યાય ઉપર અધ્યયન શુરૂ કર્યું.

આપને તત્વજ્ઞાનમાં પ્રથમથીજ અભિરૂચિ, સ્વાભાવિક બુદ્ધિમાં ચતુર, અધ્યયનની લગની હતીજ અને વળી વિદ્વાન્ સંયમી વિદ્યા-ગુરુનો સંગ મળ્યો પછી શું બાકી? આપ ઘણા થોડાકજ ટાઈમમાં નિષ્ણાત્ વિદ્વાન્ થયા. એવામાં સોનાગિરિ સિદ્ધક્ષેત્ર ઉપરને આપને આચાર્ય મહારાજ શ્રીશાંતિસાગરજીએ મુનિદીક્ષા આપી અને આપનુ શુભનામ મુનિરાજ કુંથુસાગર રાખવામાં આવ્યું. લલિતપુરના ચાતુર્માસથી તે આજ સુધી આપશ્રીએ નિરંતર જિનાગમ અધ્યયન ચાલુજ રાખેલ છે. અત્યારે આપ એક ઉચ્ચ કોટિના વિદ્વાન્ આચાર્ય ગુરુવર્ય છે. આપની વિદ્વત્તા ત્યાથીજ સ્પષ્ટ છે કે આપ સંસ્કૃતભાષામાં ગ્રંથો બનાવો છો. કેટલાંય વર્ષોસુધી અધ્યયન કરી મોટી મોટી ઉપાધિઓ મેળવેલા વિદ્વાનો પણ આપની બરાબરી કરી શકે તેમ નથી કારણકે આપનામાં ફક્ત ઉત્તમ જ્ઞાનજ છે એમ નહિ પણ જ્ઞાનકે જે ઉત્તમ ચારિત્રનું ફળ છે. તે પૂર્ણ અધિકૃત ચારિત્ર સાથેનું ઉત્તમ વિદ્વત્તાભર્યું જ્ઞાન આપશ્રીમાં વિદ્યમાન છે.

આપશ્રીમાં સ્વપર કલ્યાણકારી નિર્મલજ્ઞાન હોવાથી આપ ગુરુવર્ય સર્વજન પૂજ્ય છો. આપ જે પ્રમાણે તરતજ સંસ્કૃતમાં ગ્રંથનિર્માણ કરો છો તેવીજ શીઘ્ર વક્તૃત્વકલા પણ આપમાં રહેલી છે. શ્રોતાઓના હૃદયને આકર્ષણ કરવાનો અને વસ્તુસ્થિતિનું નિરૂપણ કરી ભવ્યજીવોને સંસારથી તિરસ્કારનો વિચાર ઉત્પન્ન કરાવી તેમને તારવાનો ઉત્તમ વિચાર આપશ્રીમાં મૌજૂદ છે. આપના ગુણ, સંયમ, શુદ્ધચારિત્ર વગેરે જોઈને એમ કહ્યા વિના નથી રહેવાતું કે આચાર્ય મહારાજ શ્રીશાંતિસાગરજી આપનું નામ "કુંથુસાગર" બહુજ વિચારપૂર્વક અલંકૃત કરેલું છે.

આપશ્રીએ આપની ઐલક અને ક્ષુલ્લક અવસ્થામાં ધર્મપ્રભાવનાનું ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે. સંસ્કારોના પ્રચાર માટે ઉત્તમ અને

સતત પ્રયત્ન ચાલુ છે. આપે મુનિઅવસ્થામાં ઉત્તરપ્રાંતના અનેક સ્થાનોમાં વિહાર કરી ત્રણ ચાર લાખ આદમીયોને યજ્ઞોપવીત સંસ્કારથી સંસ્કૃત કર્યા છે. અને લાંખો લોકોના હૃદયમાં મદ્ય, માંસ, મધ અને પાંચ ઉદમ્બર ફલોનો ત્યાગ કરાવી ઉત્તમ શ્રાવકપદનું જ્ઞાન કરાવ્યું છે. હજારો લોકોને મિથ્યાત્વથી છોડાવી સમ્યક્માર્ગમાં પ્રવૃત્ત કર્યા છે. ગુજરાત પ્રાંત કે જે ચારિત્ર અને સંયમની દૃષ્ટિથી ઘણોજ પાછળ હતો તે પ્રાંતના નાના નાના ગામડાઓમાં પણ વિહાર કરીને લોકોને ધર્મમાં સ્થિર કર્યા છે. ગુજરાતના જૈન અને અજૈન લોકોના મુખથી આજ આપને માટે હરહંમેશા એવા ઉદ્ગારો નિકળે છે કે "સાધુ હો તો આવાજ હજો."

આપે આપશ્રીનાં માતાજી સરસ્વતીનું નામ સાર્થક કર્યું છે, કારણ કે આપ પોતાના નામ પ્રમાણે કામમાં સરસ્વતી–પુત્રજ છો. ચતુર્વિંશતિ જિનસ્તુતિ, શાંતિસાગર ચરિત્ર, બોધામૃતસાર, નિજાત્મશુદ્ધિભાવના, મોક્ષમાર્ગપ્રદીપ, જ્ઞાનામૃતસાર, સ્વરૂપદર્શનસૂર્ય, નરેશધર્મદર્પણ વગેરે નીતિપૂર્ણ તત્વગર્ભિત ગ્રંથોની રચના આપ કરી રહ્યા છે. અને કેટલાય સદ્જ્ઞાનથી ભરેલા ગ્રંથો ભવિષ્યમાં બહાર પડશે.

આપની દુર્લભ સંસ્કૃતભાષાની વિદ્વત્તા ઉપર મોટા મોટા વિદ્વાનો, પંડિતો પણ મુગ્ધ થઈ જાય છે. અપની ગ્રંથ નિર્માણ શૈલી પણ અપૂર્વ છે. વર્ણન કરવાની ચતુરાઈ આપનામાં અત્યંત વિકસેલી છે. શાસ્ત્ર વિષયોને આધુનિક જમાનામાં સ્પષ્ટીકરણ કરવામાં આપ ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત છો કે જેથી ઉત્તમ પ્રભાવ મનુષ્યો પર તાત્કાલિક પડે છે. આપની મૃદુ પ્રિયવાણી જ્યારે ભાષણ વખતે આપ બોલો છો ત્યારે ભલભલા નૃપતિઓનાં મસ્તક આપના ચરણકમલોમાં ઝૂકે છે. અત્યારસુધીમાં હજારોની સંખ્યામાં જૈનેતરો આપના સદુપદેશથી પ્રભાવિત થઈ ત્રણ પ્રકાર ( મદ્ય, માંસ, મદિરા ) ના નિયમી અને યમી

બનેલા છે. ગુજરાત પ્રાંતમાં આપશ્રીએ જે ધર્મપ્રભાવના કરી છે. અને અત્યારે થઇ રહી છે તે ઇતિહાસના પાનાંમાં સુવર્ણાક્ષરોથી ચિર-કાલ સુધી અંકિત રહેશે.

ગુજરાતમાં કેટલાએ સંસ્થાનિકોએ પોતાના રાજ્યમાં એ તપો-ધનના જન્મદિનની સ્મરણાર્થે સાર્વજનિક છૂટ્ટી અને સાર્વત્રિક અહિં-સાદિવસ મનાવવા માટે ફરમાન કાઢવામાં આવેલા છે. સુદાસણા સ્ટેટના પ્રજાવત્સલ નરેશ તો એટલા ભક્ત બની ગયા છે કે ઘણું કરીને જ્યાં જ્યાં મહારાજનો વિહાર થાય છે ત્યાં ઘણું કરીને તેઓશ્રી પધારેલ હોય છે. કોઇવાર અનિવાર્ય રાજ્યકાર્યમાં પર-વશ થવાથી મહારાજથી વિદાય લેવાના પ્રસંગે માતાથી છૂટા પડતા પુત્રની માફક નરેશની આંખમાંથી આંસુ બહે છે. ધન્ય છે એવી ગુરૂભક્તિને ! યુવરાજ કુમાર સાહેબ રણજીતસિંહજી પૂજ્યવર્યના પરમ ભક્ત છે. તેઓ પણ કેટલીએ વેળા મહારાજની સેવામાં હાજર થઇ આત્મહિતના તત્વોની ચર્ચા કરતાં કરતાં સમય વ્યતીત કરે છે. તારં-ગાજીથી વિહાર શ્રી ૧૦૮ મહારાજ કુન્થુસાગરજીનો થતો જાણીને કુમાર સાહેબથી રહેવાયું નહિ. તેઓ પૂજ્યશ્રીના ચરણોમાં ઉપસ્થિત થઇ ( અશ્રુપાત કરતાં કરતાં ) નિવેદન કરવા લાગ્યા કે સ્વામિન્ ! ફિર થી હવે કયારે દર્શન મલશે ? કેટલી અદ્ભુત ભક્તિ ! પૂજ્યશ્રીએ ગુજરાતમાં જૈનધર્મની એવી જાગૃતિ કરી છે કે જે **न भूतो न भविष्यति** જેમ છે.

ગુજરાતમાં નહિ કે ફક્ત જૈન પણ જૈનેતરો, દરેક કોમના ઉચ્ચ વિદ્વાનો પૂજ્યવર્યના ચરણોના ભકત છે. આજકાલ પૂજ્યશ્રીનું સ્થાન ઘણુંજ ઉંચું છે. આપ પૂજ્યવર્ય જગત્ શિરોમણી વિદ્વાન્ પરમપૂજ્ય આચાર્ય છો. આપની કીર્તિનું શું વર્ણન કરી શકાય ? આપે જે પ્રભાવના કરી છે તેનું વર્ણન જુદુ જુદુ કરવામાં આવે તો

એક જુદોજ ગ્રંથ લખી શકાય. પણ સાંક્ષપમાં હું નીચે મુજબ આપશ્રીના આમ વ્યાખ્યાનો જે ગુજરાતમાં થયાં છે તેનું વર્ણન યથાશકિત આપું છું. આપશ્રીએ જ્યારે ઇડરમાં ચોમાસું કરેલ ત્યારે ત્યાંથી વીર સંવત્ ૨૪૬૪ ના પોસ સુદ ૬ ને શુક્રના રોજ ગિરનાર તરફ સંઘે પ્રયાણ કર્યું હતું. સંઘમાં લગભગ ૭૫ માણસો હતાં. સંઘપતિ સેઠ જુમાભાઇ પ્રેમચંદ હતા. સંઘ ઇડરથી જહુર, આગલોંડ, કોલવાડી, કડી, વીરમગામ થઇને લખતર પહોંચ્યો. અત્રે શ્વેતાંબર ભાઇઓએ અપૂર્વ સ્વાગત કર્યું. ત્યાં લહાણામાં શ્વેતાંબર ભાઇઓએ પાંચ માણ પતાસાં વહેંચ્યા હતો. તે ઉપરથી વ્યાખ્યાનમાં કેટલી સંખ્યા હાજર હશે તેનો ખ્યાલ આવી શકે છે. ત્યાંથી તા૦ ૨૧-૧-૩૮ ના રોજ વઢવાણ સંઘ આવ્યો. અત્રે જાહેર વ્યાખ્યાન આપવામાં આવ્યું. સંઘનો મુકામ વઢવાણ કેમ્પમાં હતો. લોકો ઉપર મહારાજની વાણીને લઇ અપૂર્વ પ્રભાવ પડયો હતો. ત્યાંથી મૂલી થઇ સંઘ તા૦ ૨૪-૧-૩૮ ના રોજ ચોટીલા પહોંચ્યો. ત્યાંથી તા૦ ૨૫-૧-૩૮ ના રોજ આનંદપુર આવ્યા. જ્યાં સંઘનું સારું સ્વાગત થયું હતું ત્યાંથી સરધાર, જેતપુર, વડાલ થઈ તા૦ ૧-૨-૩૮ ના પ્રાતઃકાલે સંઘ ગિરનારજી સિદ્ધક્ષેત્ર ઉપર પહોંચ્યો. તા૦ ૧-૨-૩૮ ના રોજ સંઘ પાછો ફર્યો. અપૂર્વ ધર્મપ્રભાવના અને જ્યાં જ્યાં સંઘે મુકામ કર્યો છે ત્યાં ત્યાં જૈનધર્મની ઉપર વિદ્વત્તાભર્યા પૂજ્યવર્યનાં ભાષણોએ માનવમેદની ઉપર અત્યંત આકર્ષણ કરેલું છે. ત્યાંથી ગુજરાતનાં નાનાં નાનાં ગામડાંઓમાં વિહાર કરી બીજી સાલે તારંગાજી પર મહામેળો ભરવાની પ્રસંગ ઉભો કર્યો હતો. તારંગાજી માનસ્તંભ વિગેરેની અપૂર્વ રચના કરવામાં આવી હતી. અને દરેક જૈન અજૈન વ્યકિતઓએ અપૂર્વ લાભ ઉઠાવ્યો હતો. ત્યાંથી મધ્યગુજરાતમાં વિહાર કરી બીજી સાલ પાવાગઢ ચાતુર્માસ કર્યો હતો. ત્યાં પણ

અપૂર્વ ધર્મપ્રભાવના થઈ હતી. ત્યાંથી વિહાર વખતે તા૦ ૩૧-૧૨-૩૯ ના રોજ ન્યાયમંદિરમાં વડોદરામાં "વિશ્વધર્મ" ઉપર જાહેર વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું. જેમાં પ્રમુખ સ્થાન સર કે. ટી. કૃષ્ણમાચાર્ય નેક નામદાર દિવાન સાહેબ સી. આઈ. ઇ. વડોદરાવાળાએ સ્વીકાર્યું હતું. ત્યાંથી મુનિસંઘે પાદરા વિહાર કર્યો. ત્યાં વડોદરાના નિવૃત્ત દિવાન રા૦ બ૦ ગોવિંદભાઇ હાથીભાઇના સભાપતિત્વમાં તા૦ ૨૮-૧-૪૦ ના રોજ આમ વ્યાખ્યાન કરવામાં આવ્યું. ત્યાથી વડુગામે તા. ૧૮-૨-૪૦ ના રોજ આમ વ્યાખ્યાન થયું. ત્યાંથી ડભકા, ભાદરણ, બોરસદ થઈ અનેક બીજા નાના નાના ગામોમાં વિહાર કરી પાવાગઢ માનસ્તંભની પ્રતિષ્ઠાવખતે સંઘે વિહાર કર્યો. ત્યાંથી હાલોલ, કાલોલ, વેજલપુર, ગોધરા, સેવાલીઆ, ઇંટાલી ચીખલોડ, કપડવંજ થઇ તા. ૭-૫-૪૦ ના રોજ વિદ્વદ્વર્ય આચાર્ય મહારાજ વૈશાખ વદી ૩ ના રોજ જાહેર ગામમાં પધાર્યા. અત્રે આપ પૂજ્યવર્ય ચાલુ વર્ષે ચાતુર્માસ કરેલ છે. આપના પ્રભાવથી ત્રીસ બરસથી વરસી રહેલાં વૈર અને ભેદ લોકો ભૂલી ગયા છે. ખરેખર આપે જાહેર ગામને ફુલવાડી સમાન બનાવ્યું છે. પર્યૂષણપર્વ વખતે પણ અપૂર્વ ધર્મપ્રભાવના અત્રે થઈ રહી છે, આપના તપની અપૂર્વ મહિમા છે. અને તે નીચેના શ્લોકપરથી જણાઇ આવે છે કે બીજા પ્રાંતોમાં ઓછા બરસાદને લીધે ગઇ સાલ દુષ્કાળ જેવું હતું પણ ગુજરાત ઉપર દુષ્કાળ જેવી વસ્તુસ્થિતિ રહિજ નથી.

पद्मिनी राजहंसाश्च निर्ग्रंथाश्च तपोधनाः ।
यं देशमुपसर्पन्ति दुर्भिक्षं तत्र नो भवेत् ॥ १ ॥

આપનો ચરણસરોજચંચરીક-

**અમૃતલાલ કેશવલાલ શાહ,** ઉનેડીઆવાલા.

# નિવેદન.

વાચકવૃન્દ ! જે પુસ્તક આપની સમક્ષ આ રજુ થઈ રહ્યુ છે તે શ્રી ૧૦૮ આચાર્ય કુંથુસાગર મહારાજની જ પ્રસાદી છે. તેની હિંદીમાં શ્રીયુત પં. લાલારામજીએ ભાષાટીકા કરેલી છે. તેના ઉપરથીજ આ ગ્રંથનું ભાષાંતર કરવામાં આવેલું છે. જે જૈન તથા અજૈન સર્વે મનુષ્યોને સમજી શકાય તેવું છે. આ પુસ્તકનું પ્રકાશન સાર્થક ત્યારેજ થયું ગણાય કે જ્યારે વાચકવૃંદ વાંચી, વંચાવી, મનન કરી, જીવનમાં ઉતારી આત્મકલ્યાણની શુભભાવના ભાળી તે માર્ગે જ્યાની નીતિ અખત્યાર કરશે આશા છે કે આમાં સર્વ સંમત થશો.

આ પુસ્તકનું પ્રકાશન પ્રગટ કરતાં પહેલા તેનું ગુજરાતીમાં અનુવાદન કરી લખાણો ઉતારવા માટે અમૃતલાલ કેશવલાલ શાહ માસ્તરે (ઉજેડીઆવાલાએ) જે પરિશ્રમરૂપી ફળો આપ્યા છે તે માટે ખરેખર તેમને અભિનન્દન ઘટે છે.

આ પુસ્તકનું પ્રકાશન નરસીપુરવાલા શ્રી. શેઠ **ઉગરચંદભાઇ અમથાલાલ**ના ત્યાં શ્રી ૧૦૮ આચાર્ય કુંથુસાગરજીનો પ્રથમવાર આહાર થતાં ધર્મપ્રભાવનાની ખાતર હરખથી શેઠશ્રીએ આ પુસ્તક માટે વિનંતી કરેલી તે મુજબ હિંદીપરથી અનુવાદ કરી ગ્રંથકર્તાના પરિચય સાથે આ ગ્રંથનું પ્રકાશન કરવામાં આવેલ છે.

**લા૦ ભોગીલાલ ઉગરચંદ શાહ**

નરસીપુરવાલા.

२०८०४

॥ श्री वीतरागाय नमः ॥

# मुनिराज श्री कुंथुसागरविरचितः
# मोक्षमार्गप्रदीपः ।

( મંગલાચરણ )

**चत्वारिंशद्गुणैः षड्भिर्युक्तैर्नित्यं विभूषितम् ।**
**श्रीजिनेशं कृपासिंधुं, वाञ्छितार्थप्रदं स्तुवे ॥ १ ॥**

**અર્થ:**—જે અરહંત પરમેષ્ટી છેતાલીસ ( ૪૬ ) ગુણોથી સદા સુશોભિત રહેલા છે, જે કૃપાના સાગર છે, અને ઈચ્છા અનુસાર ફલ આપનાર છે એવા ભગવાન અરહંતદેવની હું ( આચાર્ય શ્રીકુંથુસાગર ) સ્તુતિ કરૂં છું ॥ ૧ ॥

**अष्टकर्मविनिर्मुक्तं, युक्तमष्टगुणैः सदा ।**
**नित्यं निरुपमं शुद्धं, सिद्धं नौमि सुसौख्यदम् ॥ २ ॥**

**અર્થ:**—જે સિદ્ધ પરમેષ્ટી જ્ઞાનાવરણી વિગેરે આઠ કર્મોથી રહિત છે તથા એ આઠ કર્મોનો નાશ થવાથી ઉત્પન્ન થએલા અવિનાશી અનંતજ્ઞાનાદિ આઠ ઉત્તમ ગુણો વડે સુશોભિત છે, જે ઉપમારહિત છે, નિત્ય છે, શુદ્ધ છે, અને જે પોતાનું આત્મજન્ય અનંત સુખ આપવાવાળા છે એવા શ્રી સિદ્ધ પરમેષ્ટીને હું સ્તુતિ કરું છું.

**ભાવાર્થ:**—જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય આ આઠ કર્મો જીવને દુઃખ દે છે. તેઓ સદા સંસારી જીવોને પોતાની પાશમાં જકડી રાખે છે. પણ સિદ્ધ જીવોએ એ આઠે દુષ્ટ શત્રુઓનો નાશ કરેલો છે ને તેમને બદલે અનુક્રમે

અનંતજ્ઞાન, અનંતદર્શન, અવ્યાબાધ, સમ્યકત્વ, અવગાહન, સૂક્ષ્મત્વ, અગુરુલઘુ, અનંતવીર્ય, એ આઠ ઉત્તમ અવિનાશી ગુણો પ્રાપ્ત કરેલા છે. તેથી એવા સિદ્ધ પરમેષ્ઠી સર્વજીવો વડે સદા વંદનીય છે.।૨।

**षट्त्रिंशत्सुगुणैः पूतमाचार्यं शान्तिदायकम् ।**
**चिदानन्दं क्षमासिन्धुं दीक्षाशिक्षापदं भजे ॥ ३ ॥**

**અર્થ:**—જે આચાર્યમહારાજ બાર પ્રકારનાં તપ, ( અનશન, ઊનોદર વિગેરે ) પાંચ આચાર, ત્રણ ગુપ્તિ, છ આવશ્યક અને દસ ધર્મ એ છત્રીસ ગુણોથી પવિત્ર છે, જે સર્વે જીવોને શાન્તિ આપનાર છે, જે ચૈતન્યમય શુદ્ધ આત્મામાં હંમેશને માટે લીન રહે છે, જેથી તેઓ આનંદ સ્વરૂપ રહે છે એટલે કે સંકલ્પ વિકલ્પ, રાગ, દ્વેષ, ચિન્તા, આતુરતા વિગેરે જે દુઃખનાં કારણો છે તેનાથી વિમુખ રહે છે, દૂર રહે છે, તેનાથી રહિત છે, જે ઉત્તમ ક્ષમાના તો અપાર સાગર છે, અને જેઓ શ્રી ભવ્યજીવોને જૈનેશ્વરી દીક્ષા અથવા શિક્ષા આપનારા છે, તે હંમેશને માટે સર્વ સંસારી જીવોથી પૂજનીય છે. એવા શ્રી આચાર્ય પરમેષ્ઠીને હું પૂજા કરું છું ॥ ૩ ॥

**अविद्याध्वंसकं पूतं, पाठकं स्वान्यबोधकम् ।**
**विंशतिप्रमितैर्युक्तं, गुणैः पंचाधिकैर्यजे ॥ ४ ॥**

**અર્થ:**—જે ઉપાધ્યાય પરમેષ્ઠી અજ્ઞાનનો સર્વથા નાશ કરનારા છે, જે પોતાના આત્માને અને બીજા ભવ્યજીવોના આત્માને (સમ્યક્) જ્ઞાન ઉત્પન્ન થાય એવો બોધ આપે છે, જે અગીઆર અંગ અને ચૌદ પૂર્વ મળી પચ્ચીસ ગુણોને ધારણ કરનારા છે, ( આ ચૌદ પૂર્વ તે બારમાં અંગના ભેદ છે. તેથી ઉપાધ્યાય દ્વાદશાંગપાઠી પણ ગણાય છે ) એવા શ્રી ઉપાધ્યાય પરમેષ્ઠીની હું પૂજા કરું છું ॥ ૪ ॥

**स्वाध्यायध्यानसंलग्नमष्टाविंशतिभिर्गुणैः ।**
**युक्तं साधुवरं नौमि, स्वात्मरक्तं तपोधनम् ॥ ५ ॥**

**અર્થ:**—જે સાધુ પરમેષ્ઠી સદા સ્વાધ્યાય અને ધ્યાનમાં લીન રહે છે, પોતાના આત્મામાં નિત્ય લવલીન રહે છે જે તપશ્ચર્યાનેજ પોતાનું ધન સમજે છે, જે પાંચ મહાવ્રત, પાંચ સમિતી, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, છ આવશ્યક, કેશલોચ નગ્નપણું, જમીનપર સુવું તે, સ્નાન ન કરવું તે, દંતધાવન ત્યાગ, દિવસમાં એક વખત ભોજન લેવું તે, ઉભા ઉભા ભોજન લેવું તે અઠ્ઠાવીસ મૂલગુણોથી સુશોભિત છે. એવા શ્રી સાધુ પરમેષ્ઠીને હું સ્તુતિ કરૂં છું ॥ ૫ ॥

**जगद्वंद्यानहं पंच, परमेष्ठिमहोदयान् ।**
**अभिवंद्य मुदा तेषां वर्णये गुणकीर्तनम् ॥ ६ ॥**

**અર્થ:**—એ પ્રમાણે ત્રણે લોકોના વડે વંદનીય પરમ પૂજ્ય પાંચે પરમેષ્ઠીઓને હું નમસ્કાર કરીને એ પાંચે પરમેષ્ઠીઓન ગુણોનું વર્ણન કરૂં છું. કીર્તન કરૂં છું ॥ ૬ ॥

**શ્રી અરહંત દેવના છેતાલીસ ગુણોનું વર્ણન:—**

**विश्वबंधोर्दयासिन्धोर्भव्यभानोर्जगत्पतेः ।**
**अर्हतः प्रथमं वक्ष्ये, जन्मतोऽतिशयान् दश ॥ ७ ॥**

**અર્થ:**—જે અરહંત પરમેષ્ઠી આખા વિશ્વના એટલે કે સમસ્ત જગતનાં બંધુ છે દયાના અનુપમ, પૂર્ણ, ગંભીર સમુદ્ર છે, ભવ્યજીવ રૂપી કમળોને વિકસાવનારા, ખિલવનારા ભાનુ કહેતાં સૂર્ય સમાન છે, અને જે દુનિયાના લોકોના પ્રભુ છે, ત્રણે લોકના સ્વામી છે એવા શ્રી અરહંત પરમેષ્ઠીના સૌથી પ્રથમ જન્મના દશ અતિશયોનું હું હવે નિરૂપણ કરીશ. વર્ણન કરી બતાવીશ ॥ ૭ ॥

**अर्हतः सुंदरं शान्तं, नृसुरासुरपूजितम् ।**
**त्रैलोक्यभूषणं दिव्यं, वपुर्जातं मनोहरम् ॥ ८ ॥**

**અર્થ**:—ભગવાન અરહંત દેવનું શરીર જન્મથીજ અત્યંત મનોહર હોય છે. મનુષ્ય, દેવ, રાક્ષસ વિગેરે સર્વ જીવો વડે પૂજ્ય છે. ત્રણે લોકોમાં આભૂષણ સ્વરૂપ હોય છે, અને અત્યંત શાન્ત હોય છે. એ પ્રમાણે અરહંત પરમેષ્ઠીનું શરીર ત્રણે લોકોમાં સર્વથી અધિક સુંદર મનોહર અને દિવ્ય હોય છે. (આ જન્મનો પહેલો અતિશય છે)૮

**दिव्यैः सुगन्धिमद्द्रव्यैः, शुद्धैर्निरुपमैस्तथा ।**
**जायते पुण्यसारं हि प्रभो रुग्राहितं वपुः ॥ ९ ॥**

**અર્થ**:—સર્વ પ્રકારના રોગથી રહિત છે અને સર્વ પુણ્યનું સારભૂત એવું શ્રી અરહંત ભગવાનનું શરીર અનેક ઉપમાઓથી રહિત છે, શુદ્ધ છે. અને અત્યંત દિવ્ય એવાં સુગન્ધિમય દ્રવ્યોથી બનેલું છે. એટલે કે અરહંત ભગવાનનું શરીર અતિશય સુગન્ધમય છે. આ જન્મનો બીજો અતિશય છે ॥ ૯ ॥

**शुद्धं स्फटिकसंकाशं, स्वेदमुक्तं निरामयम् ।**
**भव्यवृन्दमनोहारि, श्लाघ्यं पूतं वपुः प्रभोः ॥ १० ॥**

**અર્થ**:—સ્ફટિકમણિની સમાન શ્રી અરહંત દેવનું શરીર અત્યંત શુદ્ધ છે. પરસેવાથી રહિત છે. બધા રોગોથી પણ રહિત એવું નિરામય છે. ભગવાનના શરીર જન્મથીજ કદી પણ પરસેવો થતો નથી. આથી ભવ્યજીવોને તે ઘણુંજ મનોહર અને દિવ્ય માલુમ પડે છે. વળી તે પ્રશંસા કરવા યોગ્ય છે, વખાણ કરવા યોગ્ય છે, વળીતે શરીર ઘણું પવિત્ર ગણવામાં આવે છે. આ જન્મનો ત્રીજો અતિશય છે ॥ ૧૦ ॥

**मलमूत्रैः सदामुक्तं, सुन्दरं चन्द्रवद्रुचि ।**
**पुण्यपुंजं वपुर्जातम्, पापहर्तुः सुखप्रदम् ॥ ११ ॥**

**અર્થ**:—સમસ્ત પાપોનો નાશ કરનાર શ્રી અરહંત ભગવાનનું શરીર ચન્દ્રમાની માફક અત્યંત આનંદ આપનારૂં હોય છે. અત્યંત દિવ્ય અને સુંદર છે. પુણ્યનો અદ્‌ભુત ખજાનો છે. બધા જીવોને સુખ આપનાર છે. હંમેશા મલ, મૂત્ર વિગેરેથી રહિત એવું પવિત્ર શરીર ભગવાનનું હોય છે. મલમૂત્ર રહિત પવિત્ર શરીર હોવું એ ભગવાનનો ચોથો અતિશય છે ॥ ૧૧ ॥

**हितं मितं प्रियं सत्यं, वैरहर्तृ सुशान्तिदम् ।**
**क्लेशापहारि सुखदं, जायते हि वचः प्रभोः ॥ १२ ॥**

**અર્થ**:—અહા! ભગવાનનાં કેવાં શાંતિદાયક વચન! સર્વ જીવોનું હિત કરનારાં વચન. આવશ્યકતાનુસારજ ઉચ્ચારાતાં વચન. અને સર્વ જીવોને પ્રિય, વહાલાં યોગ્ય એવાં વચન ( વાણી ) શ્રી ભગવાનનાં હોય છે. તે જીવોના વૈર વિગેરેનો નાશ કરનાર છે, ઘણી શાન્તિ ( અમૂલ્ય, અનુપમ શાન્તિ ) આપનાર છે, કલેશનો પણ નાશ કરનાર છે, સુખ આપવાવાળાં છે, એવાં વચન હંમેશાં પ્રભુના મુખથી નિકળે છે જેથી ભવ્ય જીવોનો આત્મકલ્યાણનો માર્ગ ખુલ્લો થાય છે. આમ હિત. મિત અને પ્રિય સત્ય વચનનું હોવું તે ભગવાનનો પાંચમો અતિશય છે ॥ ૧૨ ॥

**अजेयं कामदं गाढं, समर्थं कर्मभंजने ।**
**निरातंकं बलं जातं, व्याध्यादि रहितं प्रभोः ॥१३॥**

**અર્થ**:—ભગવાનના શરીરનું બલ એટલું બધું હોય છે કે તે કોઇનાથી જીતી ન શકાય તેવું અજેય છે. ઇચ્છાનુસાર ફલ આપવા-

વાળું છે. ઉત્તમ સંહનન ધારણ કરે છે. બધાં કર્મોનો નાશ કરવા માટે સમર્થ છે. કોઈપણ પ્રકારની બાધા-વિરૂદ્ધતાથી રહિત છે. આધિ વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક વિગેરેથી પણ રહિત છે. અને અતુલબલ શરીરમાં ઉત્પન્ન થાય છે. આ અતુલબલ નામનો છઠ્ઠો અતિશય છે.૧૩

**यस्यांगे रुधिरं शुद्धं, शुभ्रं स्वच्छं हि दुग्धवत् ।**
**पुण्यमूर्तेः सदा दीप्तं, स्तुत्यं श्रेष्ठं मनोहरम् ॥ १४ ॥**

**અર્થ**:—પુણ્યમૂર્તિરૂપ શ્રી અરહંત ભગવાનનું શરીર ઘણું પવિત્ર છે. કારણ કે તે શરીરમાનું લોહી દુધની જેમ નિર્મલ અને સફેત હોય છે, શુદ્ધ હોય છે, સ્વચ્છ હોય છે, સદા દૈદીપ્યમાન હોય છે. સ્તુતિ કરવા યોગ્ય, શ્રેષ્ટ અને મનોહર હોય છે. આમ ભગવાનનું દિવ્ય શરીર નિર્મલ, સફેદ લોહીથી ભરપુર થવું તે જન્મનો ભગવાનનો સાતમો અતિશય છે ॥ ૧૪ ॥

**भव्यानां शान्तिदं नित्यं नरामरसुसेवितम् ।**
**समचतुरसंस्थानं प्रभोर्जातं मनोहरम् ॥ १५ ॥**

**અર્થ**:—જે ભવ્યજીવોને શાંતિ આપનાર છે, હંમેશાં માણસો અને દેવોથી સદ્ભાવ અને શુભેચ્છાથી પૂજાએલું છે એવું સમચતુર સંસ્થાન દિવ્ય અને અત્યંત મનોહર શ્રી અરહંત ભગવાનને જન્મના દશ અતિશય વખતે પ્રાપ્ત થાય છે. પ્રભુની સુંદર કાયા આ સંસ્થાનને લઈને અધિકતર દીપે છે. આ શ્રી અરહંત ભગવાનનો જન્મનો આઠમો અતિશય છે ॥ ૧૫ ॥

**अष्टभिः साधिकेनापि, सहस्रेण युतं प्रभोः ।**
**लक्षणेन सदा पूज्यं, सुखदं कामदं वपुः ॥१६॥**

**અર્થ**:—શ્રી અરહંત ભગવાનનું શરીર ૧૦૦૮ ( એકહજાર અને આઠ ) લક્ષણોથી યુક્ત હોય છે. તે એક હજાર અને આઠ લક્ષણો નર, નારી અને ઇન્દ્ર આદિ દેવતાઓથી પણ પૂજનીય છે. તે લક્ષણોથી શરીર અધિક શોભે છે, ધર્મનું ઉત્તમ ફલ આપે છે, અને ૧૦૦૮ લક્ષણયુક્ત શ્રી ભગવાનનું શરીર સુખ દેનાર છે. મનોવાંચ્છિત કામ કરી આપનાર છે. આ ભગવાનનો જન્મનો નવમો અતિશય છે ॥ ૧૬ ॥

**तद्वज्रर्षभनाराच संहननं जगत्प्रभोः ।**
**कर्मारिभेदने प्रौढं, नितान्तं वीर्यसूचकम् ॥ १७ ॥**

**અર્થ**:—ત્રણ લોકના સ્વામી શ્રી ભગવાનનું શરીર વજ્રઋષભ નારાચ નામના સર્વોત્કૃષ્ટ પ્રથમ સંહનનથી અધિક શોભાયમાન થાય છે. એથી તે કર્મરૂપી શત્રુઓને નાશ કરવા માટે સમર્થ થાય છે. તે અતુલવીર્ય (બલ) બતાવવાવાળું સૂચક–નિશાન છે. વજ્રઋષભનારાચ સંહનનનું થવું આ ભગવાનનો જન્મનો દસમો અતિશય છે ॥ ૧૭ ॥

**एवं सुपुण्यपाकेन, लब्धा आनन्ददायकाः ।**
**जन्मतो दश पूज्यस्य प्रभोरतिशयाः स्मृताः ॥१८॥**

**અર્થ**:—જગત્પૂજ્ય શ્રી અરહંત ભગવાનને અત્યંત પુણ્યને લઇને પ્રાપ્ત થએલા અને સર્વ જીવોને અધિક આનંદ દેનારા ઉપર લખ્યાં મુજબના દસ અતિશયો તે જન્મના દસ અતિશયો કહેવાય છે. આ દસે અતિશય ભગવાનનો જન્મ થતાંજ પ્રાપ્ત થાય છે ॥ ૧૮ ॥

## કેવલજ્ઞાનના દસ અતિશય.

**जगद्वंद्यार्हतां नूनं, पूर्वपुण्यस्य सूचकः ।**
**दशकेवलबोधस्य, वर्ण्यतेऽतिशयाः स्फुटम् ॥ १९ ॥**

**અર્થ**:—જગતવંદ્ય શ્રી અરહંત ભગવાનને કેવલજ્ઞાન પ્રગટ થતી વખતે એમના પૂર્વભવના પુણ્યને સૂચિત કરનાર દસ અતિશય પ્રગટ થાય છે. ખરેખર તે પુણ્ય અને ધર્મનું ફલ આપનાર છે. હવે અહીંથી એ કેવલજ્ઞાનના દસ અતિશયો કહેવામાં આવે છે ॥ ૧૯ ॥

**शतयोजनदेशेऽभूत्, सुभिक्षं जनशर्मदम् ।**
**वाञ्छितार्थप्रदं पूर्व-पुण्योपार्जनसूचकम् ॥ २० ॥**

**અર્થ**:—જ્યાં આગળ ભગવાન વિરાજમાન હોય છે તે દેશમાં ચારે બાજુ સો યોજનના વિસ્તારમાં ઇચ્છાનુસાર ફલ આપનાર, માણસોને સર્વ પ્રકારનું સુખ આપનાર, અને પૂર્વ ભવમાં તેમણે કરેલ પુણ્યોપાર્જન ને સૂચિત કરનાર સુકાળ સર્વત્ર પ્રસરે છે, જેથી ત્યાંની પ્રજા ઘણીજ સુખી રહે છે. આ કેવલજ્ઞાનનો શ્રી અરહંત ભગવાનનો પ્રથમ અતિશય છે ॥ ૨૦ ॥

**नरामरेन्द्रभारं भूः, सोढुं शक्ता यतो नहि ।**
**कथं मेऽनन्तवीर्यस्य सहेतेति चचाल खे ॥ २१ ॥**

**અર્થ**:—આ પૃથ્વી મનુષ્ય, દેવ અને ઇન્દ્રોનો ભાર સહન કરવા માટે પ્રથમથીજ અસમર્થ છે. પછી ખરેખર. તે અનંત બલને ધારણ કરનાર શ્રી અરહંત પરમેષ્ટીનો બોજ કેવી રીતે સહન કરી શકશે. મતલબકે શ્રી ભગવાનનો આ પૃથ્વી પરના સર્વ પદાર્થોનું સ્પષ્ટ જ્ઞાન થયેલા છે. તેથી કોઇપણ પદાર્થ પર મોહ રહેતો નથી. આથી ભગવાન પૃથ્વીથી ઉંચે આકાશગમન કરે છે. આ ભગવાનનો કેવલજ્ઞાનજન્ય બીજો અતિશય છે ॥ ૨૧ ॥

**घातिकर्मप्रणाशाद्यः, प्राप्तानन्तचतुष्टयः ।**
**श्रीमते चतुरास्याय, तस्मै भगवते नमः ॥ २२ ॥**

**અર્થ**:—ઘાતિયા કર્મોનો નાશ થવાથી જિન પ્રભુને અનંત-ચતુષ્ટય પ્રાપ્ત થયા છે, જે એજ અંતરંગ બહિરંગ લક્ષ્મીને ધારણ કરનારા છે અને એ બધાં કારણોથી જેમને ચાર મુખ પ્રગટ થયા છે એવા ભગવાન શ્રી અરહંત દેવને હું નમસ્કાર કરૂં છું. ॥૨૨॥

**ભાવાર્થ**:—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય આ ચાર ઘાતિઆ કર્મોને નાશ થવાથી ચાર અનંત ચતુષ્ટય શ્રી ભગવાનને પ્રાપ્ત થાય છે. તેથી એક મુખ પણ ચારે બાજુ દેખાય છે. શ્રી ભગવાન અરહંત પૂર્વ દિશા તરફ મુખ રાખી વિરાજમાન થાય છે પરંતુ જેવું મુખ પૂર્વ દિશામાં બેઠેલા જીવોને દેખાય છે તેવુંજ મુખ દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં આવેલા જીવોને દેખાય છે. આ તેમનો કેવલજ્ઞાનજન્ય ત્રીજો અતિશય છે ॥ ૨૨ ॥

**दयाब्धेस्तव सान्निध्यं, प्राप्ता जीवास्त्यजन्ति वै ।**
**परस्परं दृढं वैरं हिंसां च स्वस्वभावजाम् ॥ २३ ॥**

**અર્થ**:—ભગવાન અરહંત પરમેષ્ટી દયાના સાગર છે તેથી એમની પાસે જઈને સર્વે જીવો પોતાનું એક બીજા પ્રત્યેનું દુષ્ટ મજબુત વેર છોડી દે છે. પોતાના સ્વભાવથી ઉત્પન્ન થયેલી હિંસાને છોડી દે છે.

**ભાવાર્થ**:—શ્રી અરહંત ભગવાનના સમોસરણમાં જન્મથી વેર ધારણ કરનાર કુતરો અને બિલાડી, સિંહ અને હરણ, ગરુડ અને સાપ વિગેરે જીવો હિંસા તજી દઈ પરસ્પર મિત્રભાવ રાખે છે. આ કેવલજ્ઞાનનો ચોથો અતિશય છે ॥ ૨૩ ॥

**रोगाः केऽप्युपसर्गाश्च, न जायन्ते जगत्प्रभोः ।**
**प्रसादेन दयासिन्धोः सुखशान्तिर्भवेद्भुवि ॥ २४ ॥**

**અર્થ:**—ભગવાન અરહંતદેવ દયાના સાગર છે. અને ત્રણે લોકના સ્વામી છે. તેથી એ જ્યાં વિરાજમાન હોય છે ત્યાં કોઈપણ પ્રકારનો રોગ હોતો નથી. તેમના પુણ્યનો અતિશય પ્રભાવ આથી દેખાય છે. વળી કોઈપણ પ્રકારનો ઉપસર્ગ પણ હોતો નથી. ભગવાનની કૃપાથી જે ભૂમિ ઉપર તે વિરાજમાન થાય છે તેના ઉપર સુખ અને અનુપમ શાંતિ ફેલાઈ રહે છે. આ કેવલજ્ઞાનનો પાંચમો અતિશય છે ॥ ૨૪ ॥

**असातावेदनीयं हि समूलं नाशितं त्वया ।**
**ततो भुक्तिर्न ते स्वामिन् स्वसुखामृतभोजिनः ॥ २५ ॥**

**અર્થ**:—હે પ્રભો ! આપ આત્મજન્ય સુખરૂપી ફક્ત અમૃતનું ભોજન કરનાર છે. અને આપ શ્રીએ દુષ્ટ દુઃખકર અસાતાવેદનીય કર્મનો જડમૂળથી નાશ કર્યો છે. તેથી હે દેવ ! આપ શ્રી કવલાહાર ( કોળીએ કોળીએ આહાર લેવો તે ) ગ્રહણ કરતા નથી.

**ભાવાર્થ**:—ભગવાન અરહંતદેવને કવલાહાર હોતો નથી. એમનું શરીર તો દરેક સમયમાં આવતી નો કર્મવર્ગણાઓથી ટકી રહે છે. તેથી તેમને સંસારી જીવોની માફક કવલાહાર કે કોઇપણ આહારની જરૂર હોતી નથી. આ કેવલજ્ઞાનનો છઠ્ઠો અતિશય છે ॥૨૫॥

**ज्ञानावरणनिर्नाशाद्दर्शनावरणक्षयात् ।**
**सर्वविद्येश्वरत्वं हि प्राप्ताय प्रभवे नमः ॥ २६ ॥**

**અર્થ:**—જે ભગવાન અરહંતદેવ જ્ઞાનાવરણ કર્મનો નાશ થવાથી અને દર્શનાવરણ કર્મનો પણ નાશ થવાથી સમસ્ત વિદ્યાઓના સ્વામી પદને પ્રાપ્ત થયેલા છે એવા અરહંતદેવને હું નમસ્કાર કરું છું

**ભાવાર્થ**:—અરહંતદેવને જ્યારે કેવલજ્ઞાન થાય છે ત્યારે ઘાતિઆકર્મોનો નાશ થઈ ગયા હોય છે. તેથી સર્વજ્ઞાન અને દર્શન એટલે કે સર્વ પ્રકારની વિદ્યાઓનું સ્વામિત્વ, માલિકીપણું આપો-આપ પ્રાપ્ત થઈ જાય છે. સર્વ પદાર્થનું જ્ઞાન સ્ફટિકની જેમ સ્પષ્ટ એકીસાથે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું, તેમને ભાસિત થાય છે. આ કેવલજ્ઞાનજન્ય સાતમો અતિશય છે ॥ ૨૬ ॥

**वपुर्मलक्षयादेव न वृद्धिर्नखकेशयोः ।**
**तस्मै नमो भगवते नखकेशविनाशिने ॥ २७ ॥**

**અર્થ**:—ભગવાનનું શરીર પરમૌદારિક હોય છે. તેથી એમના શરીરમાંથી સર્વ પ્રકારનો મલ દૂર થઈ જાય છે. તેને તેમના વાળ અને નખની વૃદ્ધિ થતી નથી. આ પ્રમાણે જેઓ નખ અને કેશની વૃદ્ધિનો નાશ કરનારા છે એવા અરહંત દેવને હું નમસ્કાર કરું છું.

**ભાવાર્થ**:—કેવલજ્ઞાન થયા પછી ભગવાનના નખ અને કેશ વધતા નથી. આ ભગવાનનો કેવલજ્ઞાનજન્ય આઠમો અતિશય છે॥૨૭

**मोहकर्मक्षयात्तस्य निष्पंदो न हि नेत्रयोः ।**
**जीवन्नेवाभवद्देवस्तस्मै भगवते नमः ॥ २८ ॥**

**અર્થ**:—મોહનીય કર્મનો સર્વથા નાશ થવાથી ભગવાન શ્રી અરહંતદેવની બંને આંખોમાં પલકારો થતો નથી, એટલે કે બંને આંખો જરાપણ ઉંચીનીચી પલકતી નથી. આમ શ્રી ભગવાન જીવન અવસ્થામાંજ દેવપદ પ્રાપ્ત કરી શકે છે. એથી હું એવા શ્રી અરહંત ભગવાનને નમસ્કાર કરું છું.

**ભાવાર્થ**:—નેત્રોનો પલકારો ન થવો તે ભગવાનનો કેવલ જ્ઞાનનો નવમો અતિશય છે ॥ ૨૮ ॥

**अच्छायत्वगुणः प्राप्तः परमौदारिके तनौ ।**
**यस्य तं परमात्मानमर्हन्तं च सदा स्तुवे ॥ २९ ॥**

**અર્થ**:—જે ભગવાનના પરમૌદારિક શરીરમાં અછાયત્વ એટલે છાંયો ન પડવાનો ગુણ પ્રાપ્ત થયો છે એવા શ્રી અરહંત ભગવાન પરમાત્માની હું સ્તુતિ કરૂં છું.

**ભાવાર્થ**:—ભગવાનના શરીરનો પડછાયો પડતો નથી. ફક્ત શરીરાકૃતિજ જણાય છે. આ કેવલજ્ઞાનનો દશમો અતિશય છે ॥૨૯॥

**घातिकर्मक्षयादेत्र लोकालोकप्रकाशिनः ।**
**केवलज्ञानसंप्राप्तौ दश चातिशयाः स्मृताः ॥ ३० ॥**

**અર્થ**:—લોક અને અલોકને પ્રકાશિત કરનાર શ્રી ભગવાન અરહંતદેવને જ્યારે ઘાતિયા કર્મોનો નાશ થવાથી કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે સમયે જણાવ્યા મુજબના કેવલજ્ઞાનના દશ અતિશય તેઓને પ્રાપ્ત થાય છે ॥ ૩૦ ॥

## દેવકૃત ચૌદ અતિશય.

**केवलज्ञानसंप्राप्तौ भवन्त्यतिशयाः प्रभोः ।**
**चतुर्दशप्रमाणास्तु वर्ण्यन्ते निर्जरैः कृताः ॥ २१ ॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ દેવકૃત ( દેવના દ્વારા થએલા ) ચૌદ અતિશયો પ્રગટ થાય છે. જેમનુ હવે પછી વર્ણન કરવામાં આવશે. જે ભગવાનના પૂર્વકૃત પુણ્યનો મહિમા વધારનાર છે અને સુખ દેનાર છે ॥ ૩૧ ॥

**योजनद्वादशे क्षेत्रे प्रभोर्विस्तारिता सुरैः ।**
**सर्वभाषामयी वाणी मिथ्यात्वज्वरनाशिनी ॥ ३२ ॥**

**અર્થ**:—દેવલોકો મિથ્યાત્વરૂપી જ્વરનો નાશ કરવા માટે ભગવાન અરહંતદેવની સમસ્ત ભાષાઓમાં સમજી શકાય એવી રુચિકર વાણીને બાર યોજનના વિસ્તારમાં ચૌદિશે ફેલાવે છે.

સમવસરણની રચના બાર યોજનમાં હોય છે તેથી ત્યાં સુધી ભગવાનની વાણી વિના અડચણે સાંભળી શકાય છે. આમ આ અર્દ્ધ-માગધી ભાષાનું થવું એ પ્રથમ દેવકૃત અતિશય છે ॥ ૩૨ ॥

**त्वत्सान्निध्यान्मृगाः सर्वे वैरं जहति जन्मनः ।**
**पुत्रबुद्ध्या स्पृशद्व्याघ्री मृगं व्याघ्रं मृगी तथा ॥३३॥**

**અર્થ**:—હે પ્રભો ! આપની સમીપે સર્વે જીવો પોતપોતાનું પરસ્પરનું જન્મનું વૈર તરતજ છોડી દે છે. વાઘણ પોતાનો પુત્ર સમજી હરણને સ્પર્શ કરે છે. તેવીજ રીતે હરણી પોતાનો પુત્ર સમજી વાઘને સ્પર્શે છે. આમ સર્વ જીવોમાં પરસ્પર મિત્રભાવ થવો તે બીજો અતિશય છે ॥ ૩૩ ॥

**त्वज्जन्मनः प्रभावाद्धि त्रैलोक्ये सुखिनोऽभवन् ।**
**प्राणिनो नारकाद्या वै इति जाता दिशोऽमलाः ॥३४॥**

**અર્થ**:—હે પ્રભો ! આપના જન્મના પ્રભાવથીજ ત્રણે લોકના જીવ સુખી થઇ જાય છે. એટલા સુધી કે નરકગતિના નારકીજીવો પણ એ વખતે સુખી થઈ ગયા હતા. એમ સમજી આપને કેવલજ્ઞાન થતાંજ સર્વે દિશાઓ નિર્મલ થઈ જાય છે. આ દિશાઓનું નિર્મલ થવું તે દેવકૃત ત્રીજો અતિશય છે ॥ ૩૪ ॥

**प्रभौ तिष्ठति नाज्ञानं तिष्ठेदत्र क्व दुर्दिनम् ।**
**दूरतो विरजो जातं निरभ्रं निर्मलं नभः ॥ ३५ ॥**

**અર્થ**:—ભગવાન અરહંત દેવ જ્યાં હોય છે ત્યાં અજ્ઞાન

જરાવાર પણ રહી શકતું નથી તો પછી ખરેખર, એવા સ્થાનપર દુર્દિન ( વાદળાંથી ઘેરાએલું આકાશ ) કેવી રીતે હોઇ શકે? આમ માની ત્યાંનું આકાશ બિલકુલ ધૂળ તથા વાદળા વિના નિર્મલ થઈ જાય છે. આકાશનું નિર્મલ થવું તે ચોથા અતિશય છે. ॥ ૩૫ ॥

**तरवस्त्वत्प्रभावाद्धि सर्वर्तुफलपुष्पदाः ।**
**सुन्दराः सुप्रिया जाताः सर्वमंगलकारकाः ॥ ३६ ॥**

**અર્થ**:—હે પ્રભો ! આપના પ્રભાવથી ત્યાંનાં વૃક્ષ સર્વ ઋતુઓનાં ફલ ફૂલ આપવાવાળાં થઇ જાય છે. તથા સુંદર, અત્યંત પ્રિય, અને દરેક જાતનાં મંગલસુખને દર્શાવતાં જાણે ખિલખિલ હસે છે.

સર્વ ઋતુઓનું ફલ, ફૂલ, ધાન્ય વગેરે એકી સાથે ફળવું અને ફૂલવું–ખિલવું તે દેવકૃત પાંચમો અતિશય છે ॥ ૩૬ ॥

**एकयोजनमात्रा तु ह्यासीद् रत्नमयी मही ।**
**दिव्या स्फटिकवच्छुद्धा त्वत्प्रसादान्मनोहरा ॥३७॥**

**અર્થ**:—હે પ્રભુ ! આપની કૃપાથી સમવસરણમાં એક યોજન સુધીની પૃથ્વી રત્નમયી થઈ જાય છે. તથા દિવ્ય સ્ફટિકની માફક શુદ્ધ અને અત્યંત મનોહર થઈ જાય છે.

એક યોજન સુધી પૃથ્વીનું દર્પણની સમાન નિર્મલ થવું દેવકૃત છઠ્ઠો અતિશય છે ॥ ૩૭ ॥

**त्वत्पादयोर्हि सान्निध्यात्प्राप्तं हेममयं वपुः ।**
**ज्ञात्वाऽचिन्त्यं फलं भक्तेस्तके तिष्ठति नीरजम् ॥३८॥**

**અર્થ**:—હે પ્રભો ! આપના ચરણકમલોની સમીપતાથી કમલોનું શરીર સુવર્ણમય કાંતિવાળું થઈ જાય છે. આમ કમલોએ

પોતાની ભક્તિનું અચિન્ત્ય આવું ઉત્કૃષ્ટ ફલ મલેલું જોઈ તે આપ શ્રીના ચરણરૂપી કમલોની નીચે રહેવા લાગ્યાં.

ગમન કરતી વખતે ભગવાનના ચરણોની નીચે દેવો સુવર્ણમય કમલોની રચના કરે છે. આ ભગવાનનો દેવકૃત સાતમો અતિશય છે ॥ ૩૮ ॥

**सर्वे जयध्वनिं देवाः कुर्वन्ति गगनांगणे ।**
**शांतिदं श्रीप्रभुं सर्वे नमंत्विति कृतेरणाः ॥ ३९ ॥**

**અર્થ**:—સમવસરણની ઉપર આકાશરૂપી આંગણામાં સર્વ પ્રકારના દેવો " ભગવન્ જય હો, જય હો, " એવો જય જય ધ્વનિ ઉચ્ચાર્યા કરે છે. એ સમયે સર્વ દેવો એવા માલુમ પડે છે કે જાણે ભવ્યજીવોને એવી પ્રેરણા કરી રહ્યા હોય છે કે હે ભવ્યજીવો ! ફક્ત અરહંતદેવજ શાંતિ આપનાર છે. માટે તમે સર્વ લોકો એમનેજ આવીને નમસ્કાર ભાવપૂર્વક કરો. આકાશમાં " જય જય " શબ્દોનુ થવું તે આઠમો અતિશય છે ॥ ૩૯ ॥

**त्वत्प्रसक्तेः सुगंधानां पूरो भाति सुगंधिदः ।**
**पवनश्चात्रहर्तिंसधोरिव भंगो मनोहरः ॥ ४० ॥**

**અર્થ**:—હે પ્રભો ! આપની સમીપતાથી સુગંધીના પૂરની માફક અનંત મધુર સુગંધી ફેલાવનારો આધિક પવન શાંતિ મંદમંદ લહેરો સાથે શોભતો ફૂંકાય છે. એવો એ પવન તે વખતે એમ માલુમ પડે છે કે જાણે સુગંધિત અને મનોહર સમુદ્રની લહેરો ઉછળી રહી છે.

આ મંદ સુગંધ પવનનું થવું તે દેવકૃત નવમો અતિશય છે॥૪૦

**इन्द्रस्यानुज्ञया देवैः कृतानंद विधायिनी ।**
**गंधोदकमयी वृष्टिः संसारातपहारिणी ॥ ४१ ॥**

**અર્થ**:—ભગવાનના સમવસરણમાં ઇન્દ્રદેવની આજ્ઞાથી દેવો સંસારનાં આતપ એટલે સંતાપ દુઃખ, નિરાશા વિગેરેનો નાશ કરવાવાળી તથા સર્વે જીવોને આનંદ આપનારી ગંધોદકની વૃષ્ટિ કરે છે. ગંધોદકની વૃષ્ટિનું થવું તે દેવકૃત દશમો અતિશય છે ॥ ૪૧ ॥

**त्वत्प्रभावान्मही देवैर्निष्कंटकनिरामया ।**
**वालुकाधूलिनिर्मुक्ता दिशश्च विमलीकृताः ॥ ४२ ॥**

**અર્થ**:—હે પ્રભો ! આપના પ્રભાવથી પવનકુમાર જાતિના દેવો ત્યાંની પૃથ્વીને દરેક જાતનાં કાંટા કાંકરા વિગેરેથી રહિત રોગોથી રહિત વાલુકા તથા ધૂલ વિગેરેથી રહિત સર્વાંગસુંદર બનાવે છે. એથી સર્વ દિશાઓ પણ અધિક નિર્મલ થઈ જાય છે.

આ પૃથ્વીનું ધૂળ, કાંટા વિગેરેથી રહિત થવું તે ભગવાનનો દેવકૃત અગીયારમો અતિશય છે ॥ ૪૨ ॥

**त्वत्समीपाज्जनानां हि जाता परिणतिः शुभा ।**
**परमानंदसंदोहा हृदयाल्हादकारिणी ॥४३॥**

**અર્થ:**—હે પ્રભો ! આપની નિકટતાથી લોકોનાં પરિણામ અત્યંત શુદ્ધ, પરમાનંદ સ્વરૂપ, અને હૃદયમાં અત્યંત આલ્હાદ અને ધર્મપ્રેમ ઉપજાવનારાં થઈ જાય છે. સર્વ જીવોનું હર્ષિત અને પ્રસન્ન થવું ભગવાનનો દેવકૃત બારમો અતિશય છે ॥ ૪૩ ॥

**अर्हत्पुरोधर्मचक्रं चचालाधर्मनाशकम् ।**
**सहस्रारैः सदा युक्तं स्वच्छं बिम्बं रवेरिव ॥४४॥**

**અર્થ:**—ભગવાન અરહંતદેવની સામે હંમેશાં ધર્મચક્ર ચાલે છે. તે ધર્મચક્ર અધર્મનો નાશ કરનાર છે. તે એકહજાર આરોથી સદા સુશોભિત રહે છે. અને સૂર્યના બિમ્બની સમાન સ્વચ્છ અને

દેદીપ્યમાન રહે છે. ધર્મચક્રનું આગળ ચાલવું તે ભગવાન અરહંત દેવનો દેવકૃત તેરમો અતિશય છે ॥ ૪૪ ॥

**द्रव्याणि मंगलान्यष्टौ व्यजनं झारिका तथा ।**
**कलशः स्वस्तिकं छत्रं चामरं दर्पणं ध्वजाः ॥४५॥**

**અર્થ**:—ભગવાનની સામે પંખો, ઝારી, કલશ, સાથીઓ, છત્ર, ચામર, દર્પણ અને ધજા એ આઠ મંગલદ્રવ્યો હોય છે. ભગવાનની સામે આઠ મંગલદ્રવ્યોનું હોવું દેવકૃત ચૌદમો અતિશય છે ॥ ૪૫ ॥

**विनाशका नृणां व्याधेः सुरोत्पन्नाश्चतुर्दश ।**
**आनंदकारका विश्वेऽतिशया इति वर्णिताः ॥४६॥**

**અર્થ**:—આ સંસારમાં મનુષ્યોની વ્યાધિઓનુ દૂર કરનારા અને બધાને આનંદ આપનારા અને દેવોના વડે થયેલા એવા ઉપર જણાવ્યા મુજબ ચૌદ અતિશય થાય છે જેમનું મેં ઉપર વર્ણન કરેલું છે ॥ ૪૬ ॥

**एवं समुदिताः सर्वे चतुस्त्रिंशत्प्रमाणकाः ।**
**अर्हतोऽतिशयाः सर्वे दुःखदारिद्यनाशकाः ॥ ४७ ॥**

**અર્થ**:—એ પ્રમાણે અરહંતદેવના બધા મળીને ચોત્રીસ અતિશયો થાય છે. જે સર્વ પ્રકારનું દુઃખ અને દારિદ્રતા વિગેરે દુષ્ટ દુર્ગુણોનો નાશ કરનારા છે. અને ધર્મરૂપી ઉત્તમ સુખનું દર્શન કરાવવાવાળા છે. ખરેખર એ અતિશય ધર્મપ્રેમનું મહત્વ સમજાવે છે ॥ ૪૭ ॥

## આઠ પ્રાતિહાર્ય.

**प्रातिहार्याणि कथ्यन्ते ह्यष्टौ सुखकराणि वै ।**
**भव्यभानोः क्षमासिंधोः पुण्यमूर्तेर्जिनेशिनः ॥४८॥**

**અર્થ:**—ભગવાન અરહંતદેવ ભવ્યજીવરૂપી કમલને પ્રફુલ્લિત કરવાને માટે સૂર્ય સમાન છે, ક્ષમાના સાગર છે, અને પુણ્યની મૂર્તિ છે. એવા એ ભગવાનનાં સર્વે જીવોને સુખકર એવાં આઠ પ્રાતિહાર્યોનું વર્ણન હવે કરવામાં આવે છે ॥ ૪૮ ॥

**अशोको जायते यस्य पादपंकजसेवनात् ।**
**वृक्षोऽपि भव्यजीवास्तु भवन्त्येव न संशयः ॥४९॥**
**वृक्षोह्यशोकनामेदं प्रथमं प्रातिहार्यकं ।**
**सर्वशोकहरं भव्यजीवानां वांच्छितप्रदम् ॥ ५० ॥**

**અર્થ:**—હે ભગવાન ! જ્યારે આપના ચરણરૂપી કમલની સેવા કરવાથી વૃક્ષ પણ અશોક થઈ જાય છે તો પછી ભવ્યજીવ આપના ચરણ કમલની સેવાથી શોક રહિત થઈ જાય એમાં જરા પણ સંદેહ જેવું નથી.

ભગવાનની પાછળ અશોકવૃક્ષનું રહેવું તે પ્રથમ પ્રાતિહાર્ય છે. આ અશોકવૃક્ષ સમસ્ત શોકોને દૂર કરનારા છે. ભવ્યજીવોને ઇચ્છાનુસાર ફલ આપવાવાળું છે. ખરેખર, અશોકવૃક્ષ નામ પ્રમાણે શોક રહિત અરહંત ભગવાનની કૃપાથી કરે છે ॥ ૪૯-૫૦ ॥

**भाग्यहीनजनालभ्यं नितान्तैश्वर्यसूचकम् ।**
**दिव्यं स्तुत्यं प्रभापुंजं जातं सिंहासनं प्रभोः ॥५१॥**

**અર્થ:**—ભાગ્યહીન મનુષ્યને નહિ મળી શકે તેવું, અત્યંત ઐશ્વર્ય બતાવવાવાળું, અને દિવ્ય તથા સ્તુતિ કરવા યોગ્ય અને પ્રકાશના સમૂહવાળું અરહંત ભગવાનનું સિંહાસન થાય છે. જે અત્યંત ધર્મનું ફલ બતાવવાવાળું છે. પ્રભુની પાસે સુંદર દિવ્ય સિંહાસનનું થવું તે બીજું પ્રાતિહાર્ય છે ॥ ૫૧ ॥

**सूर्याचन्द्रमसौ तस्य वपुः कान्त्या पराजितौ ।**
**छत्रत्रयमिषात्तौ च त्रयो भूत्वा सदा स्थितौ ॥ ५२ ॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવની કાંતિથી સૂર્ય અને ચંદ્ર બંને પરાજિત થઇ ગયા છે. સૂર્ય અને ચંદ્ર બંને ત્રણ છત્રોના રૂપમાં શોભવા માટે ત્રણરૂપ ધારણ કરી હંમેશને માટે ભગવાનની સેવામાં તત્પર રહે છે. ભગવાનની ઉપર ત્રણ છત્રોનું હોવું તે ત્રીજું પ્રાતિહાર્ય છે. ॥ ૫૨ ॥

**भामंडलप्रभापूरैः शोभते मोक्षदायकः ।**
**पूर्वाचले यथा सूर्यः सहस्रकिरणैर्वरैः ॥५३॥**

**અર્થ**:—જેવી રીતે પૂર્વાચલ ( પૂર્વ દિશામાં આવેલા અચલ પર્વત ) ઉપર સૂર્ય પોતાનાંજ હજારો કિરણો વડે શોભાયમાન થાય છે એવીજ રીતે ભવ્યજીવોને મોક્ષપ્રદાન કરવાવાળા ભગવાન અરહંતદેવ પોતાની પાસે રહેલા ભામંડલની દિવ્ય પ્રભાથી અત્યંત સુંદર શોભાયમાન થાય છે. આવા દિવ્ય ભામંડલનું પ્રભુની પીઠ પાછળ થવું તે ચોથું પ્રાતિહાર્ય છે. ॥ ૫૩ ॥

**सर्वभाषामयो दिव्यध्वनिः स्वर्मोक्षदायकः ।**
**शिखिनां मेघवद्याऽभूद्भव्यानां क्लेशशान्तये ॥५४॥**

**અર્થ**:—જેવી રીતે વરસાદ મોરનો સર્વ પ્રકારનો કલેશ, વિષાદ કે ચિંતા દૂર કરે છે તેવીજ રીતે ભવ્યજીવોનો સમસ્ત પ્રકારનો કલેશ દૂર કરવાવાળી, તથા સ્વર્ગ અને મોક્ષનો આપવાવાળી, અને સર્વ ભાષામયી ( જુદી જુદી જાતની દરેક ભાષામાં સમજી શકાય તેવી ) એવી દિવ્યધ્વનિ ભગવાનનાં મુખથી નિરંતર સમવસરણ વખતે

ઉચ્ચારયાશય છે. તે ઘણીજ પ્રિય અને મધુર લાગે છે. આમ દિવ્ય ધ્વનિનું ખરવું તે પાંચમું પ્રાતિહાર્ય છે. ॥ ૫૪ ॥

**पुष्पवृष्टिः सुरैर्मुक्ता पतिता शान्तिदा दिवः ।**
**देवैर्भक्त्या कृता पूजा श्रीपतेर्यशसां ततिः ॥ ५५ ॥**

**અર્થ**:—ભગવાનના સમવસરણમાં દેવોએ કરેલી, અને ભવ્ય-જીવોને સુખ આપવાવાળી પુષ્પવૃષ્ટિ આકાશમાંથી સતત થયાજ કરે છે. તે એવી માલુમ પડે છે કે જાણે દેવો ઘણીજ ભક્તિ સાથે ભગવાનની પૂજા કરી રહ્યા હોય અથવા ભગવાનના યશની પંક્તિ ઉપર જ પડી રહ્યા હોય.

સતત પુષ્પવૃષ્ટિનું થવું તે ભગવાનનું છઠ્ઠું પ્રાતિહાર્ય છે ॥ ૫૫ ॥

**चतुःषष्टिप्रमाणैर्हि यक्षैश्चालितचामरैः ।**
**तरंगैरिव दुग्धाब्धे रराज जिननायकः ॥५६॥**

**અર્થ**:—યક્ષજાતિના દેવ ભગવાનની બંને બાજુએ ચોસઠ (૬૪) ચામરો સતત ઢોળે છે. એ ચામરોથી ત્રણ લોકના સ્વામી ભગવાન અરહંતદેવ એવા શોભાયમાન હોય છે કે જાણે ક્ષીરસાગર સમુદ્રની લહેરો શ્રી ભગવાનની સેવા કરવાને માટે આવી હોય અને જેવી શોભે છે તેવા દેખાય છે.

ભગવાનની ઉપર ચામરોનું હંમેશને માટે ઝૂલવું તે સાતમું પ્રાતિહાર્ય છે ॥ ૫૬ ॥

**देवेश्वरैः सदा वंद्ये भवक्लेशविनाशिनि ।**
**स्नानं कुर्युः प्रभोस्तीर्थे दुंदुभिर्ध्वनतीति खे ॥५७॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવનું તીર્થ ઇન્દ્રો વડે પણ વંદનીય

છે. અને સંસારના સમસ્ત ક્લેશોનો નાશ કરવાવાળું છે. એથી ભગવાનના તીર્થમાં સર્વ ભવ્યજીવોએ હંમેશ સ્નાન કરતા રહેવું જોઇએ એવી જાણે સૂચના કરી રહી હોય એમ દુંદુભિ અવાજ હંમેશાં આકાશમાં થયા કરે છે. સમવસરણની ઉપર આકાશમાં સદાકાલ દુંદુભિ અવાજનું થયા કરવું તે ભગવાનનું આઠમું પ્રાતિહાર્ય છે॥ ૫૭

**इत्यष्टप्रातिहार्याणां रचना विश्वमोहिनी ।**
**स्तुता भक्त्या सदानन्ददायिनी स्याज्जगत्पतेः ॥ ५८ ॥**

**અથ**—એવી રીતે ભગવાન અરહંતદેવનાં આઠે પ્રાતિહાર્યોની રચના સમસ્ત સંસારના જીવોને મોહિત કરનારી છે. સદા આનંદને આપવાવાળી છે. મેં પણ એ આઠે પ્રાતિહાર્યોની રચનાની ભક્તિપૂર્વક ઉપર મુજબ સ્તુતિ કરી છે જે ઘણીજ કલ્યાણકારી છે. ॥ ૫૮ ॥

### ચાર અનંત ચતુષ્ટયો.

**वर्ण्यते ह्यधुना नूनं चतुष्टयमनंतकम् ।**
**घातिकर्मक्षयाज्जातं केवलज्ञानसूचकम् ॥ ५९ ॥**
**अनन्तदर्शनं ज्ञानमनन्तसुखपूरितम् ।**
**अनन्तवीर्यसहितं सर्वक्लेशविदूरकम् ॥ ६० ॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવના અનંતચતુષ્ટયો જે ચાર છે તેનું હવે આગળ વર્ણન કરવામાં આવે છે. ચાર ઘાતિયાકર્મોનો નાશ થવાથી અનન્તદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ, અને અનન્તવીર્ય આ ચાર અનંતચતુષ્ટયો ભગવાન શ્રી અરહંતદેવને પ્રગટ હોય છે. એ ચારે અનંત ચતુષ્ટયો કેવલજ્ઞાનનાં સૂચક છે. અને સમસ્ત ક્લેશોના દૂર કરવાવાળાં છે ॥ ૫૯-૬૦ ॥

**सर्वदर्शनरोधस्य कर्मणोऽनन्तदर्शनम् ।**
**क्षयात्स्वसुखदं प्राप्तं लोकालोकप्रदर्शकम् ॥६१॥**

**અર્થ:**—ભગવાન અરહંતદેવને સમસ્ત દર્શનાવરણી કર્મને નાશ થવાથી પોતાના આત્માને અક્ષય સુખ આપવાવાળું અને લોક તથા અલોક બંને પ્રકાશિત કરનારૂં અને બતાવવાવાળું એવું અનંતા દર્શન પ્રાપ્ત થાય છે ॥ ૬૧ ॥

**क्षयाद्धि कर्मणो ज्ञानावरणस्य जगत्पतेः ।**
**अनन्तज्ञानमभवल्लोकालोकप्रकाशकम् ॥ ६२ ॥**

**અર્થ**:—એજ પ્રમાણે સમસ્ત જ્ઞાનાવરણી કર્મનો નાશ થવાથી લોક અને અલોક બંનેને પ્રકાશિત કરવાવાળું અનંતજ્ઞાન ભગવાન શ્રી અરહંતદેવને પ્રાપ્ત થાય છે ॥ ૬૨ ॥

**मोहकर्मक्षयान्नूनं शान्तिदं क्षयवर्जितम् ।**
**अनन्तसुखमापन्नं स्थिरं निरुपमं प्रभोः ॥ ६३ ॥**

**અર્થ**:— ભગવાન અરહંતદેવને મોહનીય કર્મનો સર્વથા નાશ થઇ જવાથી પૂર્ણ શાન્તિ આપવાવાળું, કદી પણ નાશ ન થાય તેવું, સદા સ્થિર રહે તેવું અને ઉપમારહિત એવું અનંતસુખ પ્રાપ્ત થાય છે ॥ ૬૩ ॥

**क्षयाद्वीर्यमनन्तं हि वीर्यरोधककर्मणः ।**
**दर्शनज्ञानयोः स्थानं क्षायिकं ह्यभवत्प्रभोः ॥ ६४ ॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવને વીર્યાન્તરાય કર્મનો અત્યંત ક્ષય થવાથી ક્ષાયિક અનંતવીર્ય પ્રગટ હોય છે. આ અનન્તવીર્ય દર્શન

અને જ્ઞાનનું સ્થાન છે અર્થાત્ અનંતવીર્યના હોવાથીજ અનંતજ્ઞાન અને અનંતદર્શન થાય છે.

એ પ્રમાણે ભગવાન અરહંતદેવને અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ અને અનંતવીર્ય આ ચાર અનંતચતુષ્ટય હોય છે ॥૬૪॥

**प्राग्भवे षोडशानां हि भावनानां प्रभावतः ।**
**बद्धं तीर्थंकरत्वं हि नाम पुण्यं जिनेशिना ॥ ६५ ॥**

**અર્થ**:—તીર્થંકર પરમદેવ તેમના પૂર્વ ભવમાં સોલહ કારણ ભાવનાઓનું ચિંતન કરે છે. અને તે ભાવનાઓનું ચિંતન કરવાથીજ મહા પુણ્યસ્વરૂપ તીર્થંકર નામના બંધ કરે છે.

**ભાવાર્થ**:—પજ્જુસણણી પહેલાં શ્રાવણ વદી ૧ થી જે ષોડશકારણ વ્રતનો મહિમા એટલો બધો છે કે તે વ્રત વિધિપૂર્વક અને અત્યંત શ્રદ્ધાપૂર્વક સાચા દેવ શાસ્ત્ર ગુરુનો વિનય કરીને ઉદ્યાપન સાથે પૂર્ણ કર્યું હોય તો તીર્થંકર પ્રકૃતિનો બંધ ભવ્યજીવ કરી શકે છે. એ પ્રમાણે દરેકે વ્રતોદ્યાપન વિગેરે શુદ્ધ અને વિધિપૂર્વક બરાબર સમજીને કરવું જોઇએ. જેથી આત્માનું કલ્યાણ થઈ શકે ॥ ૬૫ ॥

**एवं तत्पुण्ययोगेनाचिन्त्यां पूतां मनोहराम् ।**
**आश्चर्यकारिकां लोके विभूतिं लब्धवान् विभुः ॥६६॥**

**અર્થ**:—એ પ્રમાણે તીર્થંકર પ્રકૃતિનો બંધ પ્રાપ્ત કરવાથી તે પુણ્યના યોગથી ભગવાન અરહંતદેવ તીર્થંકર નામકર્મના ઉદયરૂપ મહાપુણ્યના નિમિત્તથી અત્યંત પવિત્ર, મનોહર, અને ત્રણે લોકોમાં આશ્ચર્ય ઉત્પન્ન કરનારી સમવસરણ બાહ્ય વિભૂતિ અને અનંતચતુષ્ટય રૂપી અંતરંગ વિભૂતિને પ્રાપ્ત કરે છે ॥ ૬૬ ॥

**ભગવાન અરહંતદેવ અઢાર દોષોથી રહિત હોય છે તે અઢાર દોષોનું વર્ણન.**

**तृषाजन्मजराखेदैः क्षुधाश्चर्ययुतैः सदा ।**
**रागरोगभयैः स्वेदैर्दुःखशोकैर्भवप्रदैः ॥ ६७ ॥**
**निद्राचिन्तामदैर्मोहैर्दोषैर्द्वेषसमन्वितैः ।**
**मुक्तोऽस्ति मरणेनापि युक्तोऽनन्तचतुष्टयैः ॥ ६८ ॥**

**અર્થ**:—તૃષા (તરસ), જન્મ લેવું, ઘડપણ, ખેદ, ક્ષુધા (ભૂખ), આશ્ચર્ય, રાગ, રોગ, ભય, સ્વેદ (પરસેવો) દુઃખ, શોક, નિદ્રા, ચિંતા, મદ, મોહ, દ્વેષ, અને મરણ એ અઢાર દોષ કહેવાય છે. એ સર્વ દોષ સંસારના સર્વે દુઃખોને દેનારા છે. ભગવાન અરહંતદેવ આ અઢારે દોષોથી રહિત હોય છે. અને અનંત ચતુષ્ટયોથી સુશોભિત રહે છે ॥ ૬૭–૬૮ ॥

**पूर्वोद्दिष्टैर्गुणैरेभिः शोभितं सुसुखप्रदम् ।**
**अर्हन्तं भवनाशाय वन्देऽहं भवनाशकम् ॥६९॥**

**અર્થ**:—ભગવાન અરહંતદેવ ઉપર કહ્યા મુજબ સમગ્ર છેતાલીસ ગુણોથી સુશોભિત રહે છે. અને સંસારનો નાશ કરવામાં તત્પર એટલે સંસારનો નાશ કરવાવાળા છે. અને પોતે આત્મજન્ય સુખને આપવાવાળા હોય છે. અને ક્ષુધા, તૃષા વિગેરે અઢાર દોષોથી મુક્ત હોય છે.

એવા શ્રી ભગવાન અરહંતદેવને હું મારો જન્મમરણરૂપ સંસારનો નાશ કરવા માટે સદાકાલ ત્રણે સમય વારંવાર પ્રણામ કરૂં છું. તેમની સદાકાલ પૂજા કરૂં છું. ભવોભવ તેમના ચરણકમલની સેવા યાચું છું ॥ ૬૯ ॥

આ પ્રમાણે અરહંત પરમેષ્ટીના ગુણોનું વર્ણન પૂર્ણ કર્યું.

## સિદ્ધપરમેષ્ઠી ના ગુણ.

**यथाशक्त्यैव वर्ण्यन्ते श्रीसिद्धपरमेष्ठिनाम् ।**
**अष्टौ गुणाः सदा चिन्त्या अधुना स्वर्गमोक्षदाः ॥७०॥**

**અર્થ**:—ભગવાનન સિદ્ધ પરમેષ્ટીને આઠ મૂલગુણ હોય છે. એ સર્વે ગુણો ચિંતન કરવા યોગ્ય છે. અને સ્વર્ગ મોક્ષનું સુખ આપવાવાળા છે. એટલા માટે મારી શક્તિમુજબ એમના એ ગુણોનુ વર્ણન કરું છું ॥ ૭૦ ॥

**सम्यक्त्वेन गुणेनेव सुखामृतरसेन वै ।**
**स्थिरेण सुखपुंजेन सिद्धा भान्ति सुसिद्धिदाः ॥७१॥**

**અર્થ**:—મોક્ષરૂપ પરમસિદ્ધિને આપવાવાળા શ્રી સિદ્ધ પરમેષ્ટી પોતાના સમ્યક્ત્વ ગુણથી સદા સુશોભિત રહે છે. આ સમ્યક્ત્વ ગુણ સુખરૂપી અમૃતના રસથી સદા ભરપુર રહે છે. સદા સ્થિરરૂપ રહે છે. અને સુખનો ઢગલો છે. આ સમ્યક્ત્વ ગુણ સિદ્ધપરમેષ્ટીના પ્રથમ ગુણ છે ॥ ૭૧ ॥

**सर्वद्रव्याणि जानन्तः केवलज्ञानलब्धितः ।**
**सपर्ययाणि सिद्धा ये ते भवन्तु सुखाप्तये ॥ ७२ ॥**

**અર્થ**:—જે સિદ્ધ પરમેષ્ટી પોતાની કેવલજ્ઞાનરૂપી લબ્ધિવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં થવા વાળાં, અનંતાનંત પર્યાયો-સહિત સમસ્ત દ્રવ્યોને સ્પષ્ટ જાણે છે. સિદ્ધ પરમેષ્ટી એવા મને સુખ આપનારા થાઓ. આ અનંતજ્ઞાન સિદ્ધપરમેષ્ટીના બીજો ગુણ છે॥૭૨

**अनंतानंतवस्तूनि पश्यन्तः स्वात्मचक्षुषा ।**
**श्रमं विना हि शोभन्ते सिद्धा नित्यसुखप्रदाः ॥ ७३ ॥**

**અર્થ**:—મોક્ષરૂપી નિત્યસુખને આપવાવાળા એ સિદ્ધપરમેષ્ઠી પોતાનાં શુદ્ધ આત્મસ્વરૂપ નેત્રો વડે જરાપણ પરિશ્રમ વિના અનંતાનંત વસ્તુઓને જોઇ શકે છે. અને તેથી સુશોભિત જણાય છે. આ અનંતદર્શન સિદ્ધ પરમેષ્ટીનો ત્રીજો ગુણ છે ॥ ૭૩ ॥

**गुणेनानंतवीर्येण तेजोराशिमयेन वै ।**
**आनन्दसहिताः सिद्धाः सिद्धिं दद्युः स्वसौख्यदाम् ॥७४॥**

**અર્થ**:—એ સિદ્ધ પરમેષ્ઠી તેજના સમૂહમય એવા અનંતવીર્ય નામના ગુણથી સદા આનંદ સહિત વિરાજે છે. એવા એ સિદ્ધ ભગવાન પોતાના આત્મજન્ય સુખને આપવાવાળી સિદ્ધિ પ્રદાન કરો.

સિદ્ધને અનંતવીર્ય ગુણ હોવો તે ચોથા મૂલગુણ છે ॥ ૭૪ ॥

**नामकर्मक्षयात्प्राप्तं सूक्ष्मत्वं सुखशान्तिदम् ।**
**सिद्धैः सदा जगद्वन्द्यैः संसारक्लेशनाशकैः ॥ ७५ ॥**

**અર્થ**:—ત્રણે લોકોના દ્વારા વંદનીય અને સંસારના સમસ્ત કલેશનો નાશ કરવાવાળા એવા સિદ્ધ પરમેષ્ઠી ભગવાન પોતાના નામકર્મનો ક્ષય થઈ જવાથી સમસ્ત સુખ અને શાન્તિ આપવાવાળો સૂક્ષ્મત્વ નામનો ગુણ પ્રાપ્ત કરે છે. સિદ્ધ પરમેષ્ઠીનો આ સૂક્ષ્મત્વ પાંચમો ગુણ છે ॥ ૭૫ ॥

**तथायुःकर्मणो नाशादवगाहगुणेन तु ।**
**लब्धेनानन्दपुंजेन सिद्धा भान्ति सुशांतिदाः ॥७६॥**

**અર્થ**:—સર્વોત્તમ શાન્તિ આપવાવાળા શ્રી સિદ્ધ ભગવાનને આયુકર્મનો નાશ થઈ જવાથી અનંત આનંદનો સમૂહ એવો અવગાહન ગુણ પ્રાપ્ત થાય છે. આ ગુણને લઇને ભગવાન સિદ્ધ પરમેષ્ઠી

સદા સુશોભિત રહે છે. આ અવગાહન ગુણ તે સિધ્દ પરમેષ્ઠીનો છઠ્ઠો ગુણ છે ॥ ૭૬ ॥

**स्वर्गमोक्षप्रदाः सिद्धास्तथागुरुलघुस्पृशः ।**
**गोत्रकर्मविनाशाद्धि भवन्तु भवहानये ॥ ७७ ॥**

**અર્થ**:—સ્વર્ગ અને મોક્ષનું સુખ આપવાવાળા સિધ્દ પરમેષ્ઠીને ગોત્રકર્મનો નાશ થવાથી અગુરુલઘુ ગુણ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે અગુરુલઘુ ગુણને પ્રાપ્ત કરનાર શ્રી સિધ્દ ભગવાન મારા સંસારનો નાશ કરો. આ અગુરુલઘુ ગુણ તે સિધ્દ ભગવાનનો સાતમો ગુણ છે ॥ ૭૭ ॥

**सातासातक्षयात्सिद्धैरव्याबाधगुणः परः ।**
**प्राप्तः सदा हि जगतः शान्तिदः सुखदायकैः ॥७८॥**

**અર્થ**:—સર્વ જીવોને સુખ આપવાવાળા એ સિધ્દ ભગવાનને સાતાવેદનીય અને અસાતાવેદનીય કર્મનો અત્યંત નાશ થવાથી સર્વોત્કૃષ્ટ અને ત્રણે લોકોને શાંતિ આપવાવાળો અવ્યાબાધ ગુણ પ્રાપ્ત થયો છે. આ અવ્યાબાધ નામનો ગુણ શ્રી સિધ્દ ભગવાનનો આઠમો ગુણ છે ॥ ૭૮ ॥

**इत्यष्टभिर्गुणैस्तुष्टाः सिद्धा लोकाग्रवासिनः ।**
**चिदानंदमया लोके शोभन्तं शान्तिसौख्यदाः ॥७९॥**

**અર્થ**:—એ પ્રમાણે ઉપર કહેલા આઠ ગુણો વડે સિધ્દ પરમેષ્ઠી સદા સંતુષ્ટ અને આત્મામાં લીન રહે છે. લોકના શિખર ઉપર વિરાજમાન થાય છે. ચૈતન્યસ્વરૂપ રહે છે. આનંદમય રહે છે. અને સમસ્ત લોકમાં શાંતિ અને સુખને આપવાવાળા છે. એ ગુણોથી

સદા શ્રીસિદ્ધ ભગવાન શોભાયમાન રહે છે. તે સદા ચિરસ્મરણીય અને કલ્યાણકારી છે ॥ ૭૯ ॥

**सिद्धांस्त्रैलोक्यमहितान् लोकातीतसुखप्रदान् ।**
**भक्त्या ध्यायाम्यहं स्तौमि तद्गुणप्राप्तये सदा ॥८०॥**

**અર્થ**:—જે સિદ્ધ ભગવાન ત્રણે લોકોના દ્વારા પૂજ્ય છે અને અલૌકિક મોક્ષસુખને આપવાવાળા છે એવા સિદ્ધ ભગવાનનું હું એમના એ આઠ ઉત્કૃષ્ટ ગુણોની પ્રાપ્તિ માટે હંમેશાં ધ્યાન ધરૂં છું; અને ભક્તિપૂર્વક સદા એમની સ્તુતિ કરૂં છું ॥ ૮૦ ॥

ઉપર મુજબ સિદ્ધ ભગવાનની સ્તુતિ સંપૂર્ણ થઈ. હવે આચાર્ય પરમેષ્ઠીના ગુણોનું વર્ણન કરવામાં આવે છે. તે હે ભવ્યજીવો ! સાંભળો.

**भक्त्या मया हि कथ्यन्ते ह्याचार्यपरमेष्ठिनाम् ।**
**गुणाः स्वर्मोक्षदाः पूताः षट्त्रिंशत्प्रमयान्विताः ॥८१॥**

**અર્થ:**—આચાર્ય પરમેષ્ઠીને છત્રીસ ગુણ હોય છે અને તે સર્વે ગુણો પવિત્ર હોય છે. તથા સ્વર્ગ અને મોક્ષ આપવાવાળા છે. એટલે હવે હું ભક્તિપૂર્વક એ ગુણોનું વર્ણન કરૂં છું. બાર પ્રકારનાં તપ, દશ પ્રકારના ધર્મ, છ આવશ્યક, પાંચ આચાર અને ત્રણ ગુપ્તિ એ પ્રમાણે શ્રી આચાર્ય પરમેષ્ઠીના ઉત્કૃષ્ટ અને સુખકારી છત્રીસ ગુણો હોય છે ॥ ૮૧ ॥

**બાર પ્રકારના તપ.**

**तपो ह्यनशनं धत्ते त्यक्त्वाहारं चतुर्विधम् ।**
**चित्ताक्षाणि वशं नीत्वा लीनः स्वात्मनि नौमि तम्॥८२॥**

અર્થ:—જે આચાર્ય ચારે પ્રકારના આહારનો ત્યાગ કરીને અનશાન અથવા ઉપવાસ નામે તપશ્ચરણ ધારણ કરે છે. વળી મન તથા ઇન્દ્રિયોને વશ કરીને પોતાના આત્મામાં સદા લીન રહે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ અનશાન નામે પ્રથમ તપ છે. અને શ્રી આચાર્યનો પહેલો ગુણ છે ॥ ૮૨ ॥

**स्वाध्यायध्यानहेतोर्ह्यवमोदर्यं तपो वरम् ।**
**धृत्वा यो यतते पातुं स्वरसं नौमि तं मुदा ॥ ८३ ॥**

અર્થ:—જે આચાર્ય સ્વાધ્યાય અને ધ્યાનમાં લીન થવા માટે અવમોદર્ય તપને ધારણ કરે છે અને એ રીતે પોતાના આત્મજન્ય પરમાનંદ રસનું રક્ષણ કરવાને માટે સદા પ્રયત્ન કરતા રહે છે. હું એવા આચાર્ય પરમેષ્ટીને ઘણી પ્રસન્નતા સાથે વારંવાર નમસ્કાર કરૂં છું. આ ઉનોદર નામનું બીજું તપ છે અને આચાર્યશ્રીનો બીજો ગુણ છે ॥ ૮૩ ॥

**इच्छाविनाशहेतोर्यः परीक्षार्थं हि कर्मणः ।**
**वृत्तिसंख्यातपो धत्ते चर्यार्थं नौमि तं मुदा ॥ ८४ ॥**

અર્થ:—જે આચાર્ય પોતાની ઇચ્છાનો નાશ કરવાને માટે અને કર્મોના ઉદયની પરીક્ષા કરવાને માટે આહાર લેવા જતી વખતે વૃત્તિ-પરિસંખ્યાન ("અમુક સ્થાન ઉપર આહાર મલશે તોજ લઇશ અથવા નહિ. અથવા પડગાહના વખતે અમુક આવુંજ નિમિત્ત મલશે તોજ આહાર લઇશ, નહિતર નહિ." એ પ્રમાણેનો નિયમ) નામનું તપશ્ચરણ ધારણ કરે છે. એવા આચાર્યને હું પ્રસન્ન થઇને નમસ્કાર કરૂં છું. આ વૃત્તિપરિસંખ્યાન નામનું ત્રીજું તપ છે. અને આચાર્યશ્રીનો ત્રીજો ગુણ છે ॥ ૮૪ ॥

**बाह्यै रसैरयं चात्मा नैव तुष्यति पुष्यति ।**
**विहाय षड्रसान् तुष्टः स्वरसे नौमि तं सदा ॥८५॥**

**અર્થ**:—આ આત્મા બાહ્યરસો ( ખાટો, મીઠો, તુરો, કડવો, ખારો, કષાયલો એ છ રસ ) થી કદી પણ સંતુષ્ટ થઇ શકતો નથી અને કદી પુષ્ટ પણ થઇ શકતો નથી. એવો વિચાર કરીને જે આચાર્ય છ રસોનો ત્યાગ કરી પોતાના આત્મરૂપી રસમાંજ સદા સંતુષ્ટ રહે છે એવા આચાર્ય પરમેષ્ટીને હું સદા નમસ્કાર કરૂં છું. આ રસ-પરિત્યાગ નામે ચોથું તપ છે. અને આચાર્યનો ચોથો ગુણ છે ॥ ૮૫ ॥

**चित्तवेगनिरोधार्थं स्थाने निर्जन्तुके वसन् ।**
**एकान्ते यतते स्थातुं स्वपदे योऽपि नौमि तम् ॥ ८६ ॥**

**અર્થ**:—જે આચાર્ય પોતાના મનના વેગને રોકવા માટે જીવજંતુ રહિત કોઇપણ એકાંત સ્થાનમાં નિવાસ કરે છે; અને પોતાના શુદ્ધ આત્મામાં લીન રહેવા માટે પ્રયત્ન કરે છે એવા આચાર્યને હું નમસ્કાર કરૂં છું. આ વિવિક્તશય્યાશન નામે પાંચમું તપ છે અને આચાર્ય પરમેષ્ટીનો પાંચમો ગુણ છે ॥ ૮૬ ॥

**शीते कर्मविनाशार्थं नद्यास्तीरे तरोस्तले ।**
**वर्षाकाले तु ग्रीष्मे हि गिरौ संतिष्ठते यतिः ॥ ८७ ॥**

**અર્થ**:—જે આચાર્ય પોતાના કર્મોના નાશ કરવા માટે શિઆળમાં નદીના કિનારે ધ્યાન ધરે છે, વર્ષાઋતુમાં વૃક્ષની નીચે ધ્યાન ધારણ કરે છે, અને ઉનાળાની ઋતુમાં પર્વત ઉપર ધ્યાન ધરે છે આ કાયકલેશ નામનું છઠ્ઠું તપ છે અને આચાર્ય પરમેષ્ટીનો છઠ્ઠો ગુણ છે ॥ ૮૭ ॥

**एवं षट्भेदकं बाह्यं तपः प्रोक्तं सुदुर्द्धरम् ।**
**अधुना प्रोच्यते नूनमन्तरंगं हि षड्विधम् ॥ ८८ ॥**

**અર્થ**—ઉપર મુજબ અત્યંત દુર્દ્ધર ( જેને કાયર પુરુષ ધારણ ન કરી શકે ) એવાં છ પ્રકારનાં બાહ્ય તપોનું નિરૂપણ કર્યું. હવે આગળ છ પ્રકારનાં અંતરંગ તપોનું નિરૂપણ કરવામાં આવે છે ॥૮૮॥

**गुरवे कृतदोषं यो निवेदयति शुद्धधीः ।**
**न करोति पुनर्दोषं तृप्तः स्वात्मनि नौमि तम् ॥८९॥**

**અર્થ**:—જે આચાર્ય શુદ્ધબુદ્ધિને ધારણ કરી પોતાના કરેલા દોષોને જેવા ને તેવાજ સ્વરૂપમાં ગુરૂના સામે કહે છે. ( એમાં કોઇપણ પ્રકારની લજ્જા ગણતા નથી ) વળી ફરીથી તેવા દોષ કદીપણ કરતા નથી, અને પોતાનાં આત્મામાં તૃપ્ત રહે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ પ્રાયશ્ચિત નામનું પહેલું અંતરંગ તપ છે. અને આચાર્ય પરમેષ્ઠીનો સાતમો ગુણ છે ॥ ૮૯ ॥

**सम्यग्दृग्बोधचारित्रैर्भूषितानां हि योगिनाम् ।**
**कुरुते विनयं भक्त्या तृप्तः स्वात्मनि नौमि तम् ॥९०॥**

**અર્થ**:—જે આચાર્ય સમ્યગ્દર્શન, સમ્યક્‌જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્રથી શોભિત એવા મુનિરાજનો વિનય કરે છે. ( ભક્તિપૂર્વક તેમનો આદરસત્કાર કરે છે ) અને પોતાના આત્મામાં સદા લીન રહે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ વિનય નામે બીજું અંતરંગ તપ છે અને આચાર્ય પરમેષ્ઠીનો આઠમો ગુણ છે ॥ ૯૦ ॥

**त्यक्त्वा मानं प्रमादं यो बालवृद्धादियोगिनाम् ।**
**वैयावृत्यं सदा कुर्वन् स्वपदे नौमि तं स्थिरम् ॥९१॥**

**અર્થ**:— જે આચાર્ય પોતાનું માન, અપમાન અથવા પ્રમાદને છોડી દઇ બાલક અથવા વૃદ્ધ મુનિયોનું વૈયાવૃત્ય (સેવા, ચાકરી) કરે છે અને સદા પોતાના આત્મામા સ્થિર રહે છે એવા આચાર્યની હું સ્તુતિ કરૂં છું. આ વૈયાવૃત્ય નામે ત્રીજું અંતરંગ તપ છે, અને આચાર્ય પરમેષ્ટીનો નવમો ગુણ છે. ॥ ૯૧ ॥

**येन ज्ञानादिवृद्धयर्थं पठ्यते पाठ्यते श्रुतम् ।**
**स्वस्वादं स्वादयन् धीरः स्वाध्यायतपसा युतः ॥ ९२ ॥**

**અર્થ**:—એવા એ આચાર્યવર્ય પોતાનાં જ્ઞાન અને વૈરાગ્ય વધારવાને માટે અનેક જૈનધર્મનાં શાસ્ત્રો ભણે છે અને ભણાવે છે. તથા એ ધીરવીર પોતાના આત્મજન્ય રસના સ્વાદનું આસ્વાદન કરતા રહે છે. એવી રીતે હંમેશાં સ્વાધ્યાયરૂપી તપશ્ચરણથી સદા સુશોભિત રહે છે. આ સ્વાધ્યાય નામે ચોથું અંતરંગ તપ છે, અને આચાર્ય પરમેષ્ટીનો દશમો ગુણ છે ॥ ૯૨ ॥

**बाह्यान्तर्भेदतः संगं तापदं द्विविधं हि यः ।**
**त्यक्त्वा पुनः शरीराद्धि निर्मोहोऽभूत्स्वसिद्धये ॥ ९३ ॥**

**અર્થ**:—એ આચાર્ય બાહ્ય અને અંતરંગ બંને પ્રકારથી આપવાવાળા ચોવીસ પ્રકારના દુઃખકર પરિગ્રહોનો ત્યાગ કરે છે અને પોતાના આત્માની શુદ્ધતા પ્રગટ કરવા માટે શરીરથી પણ મમત્વનો ત્યાગ કરે છે. આને વ્યુત્સર્ગ નામનું તપશ્ચરણ કહે છે. આ પાંચમું અંતરંગ તપ છે. અને આચાર્ય પરમેષ્ટીનો અગિયારમો ગુણ છે. ॥ ૯૩ ॥

**त्यक्त्वार्तरौद्रदुर्ध्यानं धर्मं शुक्लं करोति यः ।**
**आत्मनात्मनि चात्मानं ध्यायते नौमि तं मुदा ॥ ९४ ॥**

**અર્થ**:—જે આચાર્ય આર્તધ્યાન અને રૈદ્રધ્યાન એ બે અશુભ

ધ્યાનોનો ત્યાગ કરી ધર્મધ્યાન અને શુકલધ્યાન એ બે શુભ ધ્યાનોને ધારણ કરે છે, જે હંમેશા પોતાના આત્મામાં પોતાના આત્માની દ્વારાજ પોતાના આત્માનું ધ્યાન ધરે છે એવા શ્રી આચાર્યને હું પ્રસન્ન થઈને નમું છું. આને ધ્યાન નામનું તપશ્ચરણ કહે છે. આ છઠ્ઠું અંતરંગ તપ છે અને આચાર્યનો બારમો ગુણ છે. ॥ ૯૪ ॥

**स्वर्मोक्षदं क्लेशहरं सुखदं शांतिदं तथा ।**
**तपो द्वादशधा प्रोक्तं स्वसुखमापकं मया ॥ ९५ ॥**

**અર્થ:**—એ પ્રમાણે મેં બારે પ્રકારનાં તપશ્ચરણોનું સ્વરૂપ કહ્યું જે બારે તપશ્ચરણો સ્વર્ગ-મોક્ષને આપવાવાળાં છે. સમસ્ત ક્લેશોને દૂર કરવાવાળાં છે. સુખ આપવાવાળાં છે. શાંતિ આપનારા છે. અને પોતાના આત્મજન્ય સુખને પ્રાપ્ત કરાવનારાં છે. ॥ ૯૫ ॥

## દશધર્મનું સ્વરૂપ.

**स्वपदद्योतका धर्मा दशापत्तिविनाशकाः ।**
**वर्ण्यन्ते हि क्षमाद्यास्तु शांतिसौख्यप्रदा नृणाम् ॥९६॥**

**અર્થ:**—હવે હું દશ ઉત્તમધર્મ (ઉત્તમક્ષમા, ઉત્તમમાર્દવ, ઉત્તમઆર્જવ, ઉત્તમશૌચ, ઉત્તમસત્ય, ઉત્તમસંયમ, ઉત્તમત્યાગ, ઉત્તમઆકિંચન્ય અને ઉત્તમબ્રહ્મચર્ય ) નું વર્ણન કરૂં છું. આ સર્વે ધર્મ પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રકાશિત કરવાવાળા છે. સમસ્ત આપત્તિઓનો નાશ કરવાવાળા છે, અને મનુષ્યોને હંમેશા શાંતિ અને સુખ આપનારા છે ॥ ૯૫ ॥

**क्रोधत्यागात्क्षमाधर्मो जायते मोक्षदो नृणाम् ।**
**ज्ञात्वेति क्रोधमुज्झित्वा स्वधर्मस्थं स्तवीमि तम् ॥ ९७ ॥**

**અર્થઃ**—ક્રોધકષાયના ત્યાગ કરવાથી મનુષ્યોને મોક્ષસુખ આપવાવાળો ઉત્તમક્ષમા ધર્મ પ્રાપ્ત થાય છે. આમ સમજી આચાર્યશ્રી ક્રોધને છોડી દઈ પોતાના ક્ષમારૂપ આત્મધર્મમાં લીન રહે છે. એવા આચાર્ય દેવની હું સ્તુતિ કરૂં છું. આ ઉત્તમક્ષમા નામે પ્રથમ ધર્મ છે. અને આચાર્યપરમેષ્ટીનો તેરમો ગુણ છે.

**ભાવાર્થ**—કહ્યું છે કે **क्षमा वीरस्य भूषणम् ।** ત્યારે ધીરવીર પુરુષોનું આભૂષણ શું? તો ખરેખર એ ઉત્તમક્ષમા છે. હે ભવ્યજીવો! ઉત્તમ-ક્ષમા એવો ઉત્તમ-ધર્મ છે કે તેને જો ચારિત્રમાં ધારણ કરવામાં આવે તો ગમે તેવી આપત્તિમાંથી સહેલાઈથી બચી જવાય છે. કોઈ આપણને કટુ વચન કહી જાય, માર મારે, તાડન કરે પણ તેવા સમયે ગુસ્સો ન કરતાં શાંત ભાવે સહન કરવાથી દુઃખ દેનાર મનુષ્ય પણ નરમ બની જાય છે. તેનાં આત્મપરિણામ સુધરી જાય છે. આમ ઉત્તમ-ક્ષમાથી આત્માનું અને પર આત્માનું કલ્યાણ થઇ શકે છે. આથીજ આચાર્ય દેવશ્રીએ દશધર્મમાં પહેલો આ ધર્મ વર્ણાવ્યો છે. આચાર્યદેવ પણ શુદ્ધિ ભક્તિપૂર્વક આ ઉત્તમ ક્ષમા ધર્મનું પાલન કરે છે. ॥ ૯૭ ॥

**भवेन्मार्दवधर्मो हि, मानत्यागात्सुखप्रदः ।**
**ज्ञात्वा त्यक्त्वेति मानं यो, तिष्ठत्यात्मनि नौमि तम्॥९८॥**

**અર્થઃ**—માનકષાયનો ત્યાગ કરવાથી સર્વે જીવોને સુખ આપવાવાળો માર્દવ-ધર્મ પ્રગટ થાય છે. એમ સમજી જે આચાર્ય માન કષાયનો ત્યાગ કરી પોતાના આત્મામાં લીન રહે છે તેમને હું નમસ્કાર કરૂં છું. આ ઉત્તમ-માર્દવ નામનો બીજો ધર્મ છે. અને આચાર્ય પરમેષ્ઠીનો ચૌદમો ગુણ છે.

**ભાવાર્થ—**દુષ્ટ અને દુ:ખકર એવી ચાર કષાયો ( ક્રોધ, માન, માયા અને લોભ ) માં માન કષાય બીજા કષાય છે. આ કષાયથી જીવ ઘડી ઘડીમાં પોતાને સંસારી સુખમાં રાચતો જોઈ ભારે અહંકાર ધારણ કરે છે. પણ ચેતન ભાઈ ( આત્મા ) એ ધ્યાનમાં લેવું જોઇએ કે સાંસારિક સુખ અનિત્ય છે. કૃત્રિમ છે. સાતાવેદનીય કર્મનું ફળ છે. અહંકાર રાવણજેવા મહાન નરપતિઓનો નથી રહ્યો તો આપણે માણસો તે શા વિસાતમાં ? મતલબ કે અહંકાર બહુ અનિષ્ટ છે. ભલાભલા ભૂપતિઓને ઘડીના છઠ્ઠા ભાગમાં પાયમાલ કરી નાખે છે. એમ સમજી મહામુનિરાજ શ્રી આચાર્ય પરમેષ્ટી આ દુષ્ટ શત્રુનો ત્યાગ કરી ઉત્તમ-માર્દવ ધર્મનું પાલન કરે છે. માટે હે ભવ્યજીવો ! તમે પણ આત્મકલ્યાણ માટે કદી પણ અહંકાર ન કરી, શુદ્ધ અને સાચા ગુરુદેવની સહાય લઈ ઉતમ-માર્દવ ધર્મ ધારણ કરો. ॥ ૯૮ ॥

**भवेदार्जवधर्मो हि मायात्यागान्मनोहरः ।**
**इत्थं मायाग्रहं मुक्त्वा तुष्टः स्वात्मनि नौमि तम् ॥९९॥**

**અર્થ**:—એ પ્રમાણે માયાચારનો ત્યાગ કરવાથી મનોહર આર્જવ ધર્મ પ્રગટ થાય છે. આમ સમજીને જે આચાર્ય માયારૂપી પિશાચનો ત્યાગ કરી પોતાના આત્મામાં સંતુષ્ટ રહે છે એવા આચાર્ય ને હું નમસ્કાર કરૂં છું. આ ઉતમ-આર્જવ નામે ત્રીજો ધર્મ અને આચાર્યશ્રીનો પંદરમો ઉત્તમ ગુણ છે.

**ભાવાર્થ**:—"અહંકારીનો મિત્ર માયાચારી" આ ઉપરથી તરતજ સમજી શકાય કે જ્યારે અહંકાર દુ:ખકર અને દુષ્ટ શત્રુ છે તો માયાચારી કેમ નહિ હોય ? મતલબકે માયાકષાય પણ ચેતન-ભાઈનો દુષ્ટ શત્રુ છે. માયાને આધીન થયેલા મનુષ્યોનો કોઈ જરા પણ વિશ્વાસ કરી શકતું નથી, કારણ કે માયાચારી મનુષ્યો બોલે કાંઈ,

કરે કાંઈ બીજું, અને કાર્ય કરાવે કાંઈ તદન જુદું જ. માયાથી મનુષ્ય હંમેશાં બીજો કેવી રીતે દુ:ખી થાય, ક્યારે મારા કરતાં ઉતરતો થાય, ક્યારે તેનો નાશ થાય આવી અનેક કલ્પનાઓથી ભરપુર પેંતરાઓ મનમાં ગોઠવ્યા કરે છે. અને કેટલીક વાર જાતે ન કરે તો અનુમોદનાથી બીજા પાસે પણ પોતાના શત્રુને (આર્જવધર્મ પાળતા મનુષ્યને) હેરાન કરાવે છે. આથી આ માયાકષાયનો ત્યાગ કરવો જોઇએ. એમ સમજી મહામુનિરાજ માયાનો ત્યાગ કરી ઉત્તમ-આર્જવ-ધર્મનું પાલન કરે છે. માટે હે ભવ્યજીવો! તમે પણ એ ઉત્તમ-આર્જવ ધર્મનું આત્મકલ્યાણ માટે શુદ્ધિપૂર્વક પાલન કરો ॥ ૯૯ ॥

**सत्यधर्मो भवेन्नूनमनृतस्य विवर्जनात् ।**
**बुध्वा त्यक्त्वेति योऽसत्यं स्वधर्मे नौमि तिष्ठति ॥१००॥**

**અર્થ**:—મિથ્યા ભાષણ અથવા જૂઠ બોલવાનો ત્યાગ કરવાથી અવશ્ય ઉત્તમ સત્યધર્મ પ્રગટ થાય છે. આમ સમજીને જે આચાર્ય અસત્ય ભાષણનો ત્યાગ કરીને પોતાના આત્મામાં સદા લીન રહે છે તેમને હું નમસ્કાર ભક્તિપૂર્વક કરૂં છું. આ ઉત્તમ સત્યનામે ચોથો ધર્મ છે. અને આચાર્ય પરમેષ્ટીનો સોલમો ગુણ છે.

**ભાવાર્થ**:—"જૂઠું બોલે જે ઘણી, પાછળથી પસ્તાય." એ કહેવત મુજબ જુઠું બોલનાર વ્યક્તિ છેવટે ઘણો હેરાન થાય છે. જૂઠું બોલનાર ધિક્કારને પાત્ર થાય છે. જ્યાં ત્યાં સાચું જૂઠું કરી તે લોકોનું અહિત હંમેશાં કરે છે. તેના બદલામાં તેને ઘણું દુ:ખ પાછળથી સહન કરવું પડે છે. જ્યારે સત્ય બોલનાર માણસનો છેવટે જય થાય છે. કહેવત પણ છે કે **सत्यमेव जयते** । માટે આવો વિચાર કરી ગુરુદેવ સત્યધર્મનું પાલન કરે છે. ઉત્તમ સત્યધર્મનું પાલન કરનાર જીવો આ ભવમાં અને પરભવમાં ઉચ્ચ કોટિનું અત્યંત સુખ ભોગવે છે ॥૧૦૦

**शौचधर्मो भवेन्नूनं लोभत्यागात्सुखावहः ।**
**लोभं त्यक्त्वेति स्वात्मानं ध्यायते यो हि नौमि तम् ॥१०१**

**અર્થ:**—લોભકષાયનો ત્યાગ કરવાથી સર્વે જીવોને સુખ આપવાવાળો ઉત્તમશૌચ ધર્મ પ્રગટ થાય છે. આમ વિચારીને જે આચાર્ય લોભનો ત્યાગ કરી પોતાના આત્માનું ચિંતવન કરે છે તેમને હું નમસ્કાર કરૂં છું. આ શૌચ નામે પાંચમો ધર્મ છે અને આચાર્ય પરમેષ્ટીના સત્તરમો ગુણ છે.

**ભાવાર્થ:**—" લોભને થોભ નહિ " એ કહેવત મુજબ લોભકષાય એવા છે કે જે માણસ તેના મોહપાશમાં જકડીજાય છે, તે કદી પણ સુખ પામી શકતો નથી. મફત શ્રીફલ મેળવવાની ઈચ્છાવાળો લોભી માણસ જેમ મરણને શરણ થાય તેમ સંતોષી માણસ દુઃખી થતો નથી. એટલે કે લોભનો ત્યાગ કરવામાં આવે ત્યારેજ સદ્ગુણ પ્રગટ થાય, અને તે સદ્ગુણને ઉતમશૌચ ગુણ ગણાય. આથી મહામુનિરાજ લોભનો ત્યાગ કરીને જીવન આત્મચિંતવનમાં પસાર કરે છે. જેથી આત્મકલ્યાણનો સુમાર્ગ મોકળો કરી પ્રાપ્ત કરે છે ॥ ૧૦૧ ॥

**भवेदक्षनिरोधाद्धि संयमः क्लेशनाशकः ।**
**त्यक्त्वेत्यक्षसुखं तृप्तः स्वसुखे यो हि नौमि तम् ॥१०२॥**

**અર્થ:**— સમસ્ત ઈન્દ્રિયોનો નિરોધ કરવાથી એટલે વશ કરવાથી ક્લેશોને દૂર કરનારો સંયમધર્મ પ્રગટ થાય છે. આમ સમજીને જે આચાર્ય ઈન્દ્રિય સુખોનો ત્યાગ કરી પોતાના આત્મજન્ય સુખમાં તૃપ્ત રહે છે તેમને હું નમસ્કાર કરૂં છું. આ ઉત્તમસંયમ નામે છઠ્ઠો ધર્મ છે. અને આચાર્ય પરમેષ્ટીનો અઢારમો ગુણ છે.

**ભાવાર્થ**—ઈન્દ્રિયજન્ય સુખ અનિત્ય છે. ઈન્દ્રિયજન્ય સુખથી

માણસો ઘડીભર કૃત્રિમ આનંદ પામી શકે છે. કિન્તુ આત્માનો આનંદ તો આત્મસ્વરૂપને સમજવા માટે તેમાં લીન રહેવાથી મળે છે. માટે આચાર્ય મહારાજ ઈન્દ્રિયોથી મળતા સુખનો નિરોધ કરે છે. ઈન્દ્રિયોને વશ કરી લે છે. અને સાંસારિક અશાશ્વત સુખને તજવા પ્રયત્ન કરે છે. આથી ઉત્તમસંયમ નામે ગુણ પ્રાપ્ત થાય છે, જે સંયમ ધર્મ આ ભવસાગર તરવા માટે ચેતનરૂપ નાવિકને ઉત્તમ હલેસાંની ગરજ મટાડે છે. માટે ઉત્તમસંયમ પ્રાપ્ત કરવા માટે બનતો પ્રયત્ન ભવ્યજીવોએ કરવોજ જોઇએ ॥ ૧૦૨ ॥

**इच्छारोधात्तपोधर्मः श्रेयानिति विचारयन् ।**
**इच्छारोधं हि यः कुर्वन्नास्ते स्वात्मनि नौमि तम् ॥१०३॥**

**અર્થ**:—સર્વ પ્રકારની ઈચ્છાઓને રોકવાથી તપ નામે ઉત્તમ ધર્મ પ્રગટ થાય છે, જે આચાર્ય આ તપોધર્મને સર્વોત્કૃષ્ટ માને છે. અને એજ વિચાર કરી સદા ઇચ્છાઓનો નિરોધ કરતા કરતા પોતાના આત્મામાં લીન રહે છે એવા શ્રી આચાર્યને હું નમસ્કાર કરું છું. આ તપ નામે સાતમો ધર્મ છે અને આચાર્ય પરમેષ્ટીનો ઓગણીસમો ગુણ છે.

**ભાવાર્થ**—"ઇચ્છા વિચ્છુના સમાન છે" જેમ વિચ્છુ એટલે વિંછિનો ડંખ મારીને દુઃખ આપે છે તેમ ઈચ્છા પણ માણસને પળવારમાં અનેક ઘોર કુકર્મ કરવા માટે મોહપાશમાં જકડી દેછે. ઈચ્છાને વશ થઈ માણસ કુકર્મ કરતાં પીછે હઠ કરતો નથી. પણ જરૂર તેને તેમાં કરેલાં કુકર્મોનો બદલો ભોગવ્યા વિના છૂટકોજ નથી. ઇચ્છાને વશ થઈ માણસ જો સુકૃત્ય કરે તો તે સારી ઈચ્છા ગણાય. પણ મહામુનિરાજ તો ઈચ્છા માત્રનો ત્યાગ કરે છે. અને ઇચ્છાનો નિરોધ થવાથીજ ઉત્તમતપોધર્મનું યથાવિધિ પાલન કરી શકે છે. તપોધર્મનું

પાલન કરવાથી ઉત્તમ સુખ-મોક્ષરૂપી સાચું સુખ સરળતાથી પ્રાપ્ત કરે છે ॥ ૧૦૩ ॥

**त्यागधर्मो भवेदन्यभावानां वर्जनादिति ।**
**परभावं त्यजन् कुर्वन् दानं स्वं वेत्ति नौमि तम् ॥१०४॥**

**અર્થ:**—પોતાના આત્મામાંથી ભિન્ન પરભાવોનો સર્વથા ત્યાગ કરવાથી ત્યાગધર્મ પ્રગટ થાય છે. એથી જે આચાર્ય બીજા ભાવોનો ત્યાગ કરી જ્ઞાન વિગેરેનું ઉત્તમ દાન કરે છે, અને પોતાના આત્માના સ્વરૂપને સારી રીતે ઓળખે છે એવા આચાર્યને હું નમસ્કાર કરૂં છું. આ ઉત્તમત્યાગ નામે આઠમો ધર્મ છે. અને શ્રી આચાર્ય પરમેષ્ટીનો વીસમો ગુણ છે.

**ભાવાર્થ**:—પરભાવ એટલે આત્માના ઉચ્ચ ભાવોથી વિરુદ્ધ સાંસારિક મોહમાયાના ભરેલા વિચારો. આ ભાવનાઓ અતિ દુઃખકર છે. તેનો ત્યાગ કરીને આત્મ-સુખ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ઉત્તમત્યાગ ધર્મ ચાર પ્રકારનાં દાન કરવાથી પ્રગટ થાય છે. દાન ચાર પ્રકારનાં આ પ્રમાણે છે— ( ૧ ) આહારદાન, ( ૨ ) શાસ્ત્રદાન, ( ૩ ) ઔષધદાન, ( ૪ ) અભયદાન. દરેક ભવ્યજીવો પોતાની યથાશક્તિ અમુક દાન કરવુંજ જોઇએ. વ્રત વિગેરે સમયે અને જૈનીઓએ પર્યુષણના ત્યાગધર્મના દિવસે જરૂર ચારે પ્રકારના દાનમાં પોતાથી બનતો ફાળો આપવો જોઇએ. જેથી આત્માનું અને પર આત્માનું કલ્યાણ થઈ શકે; અને ઉચ્ચ સુખ પ્રાપ્ત કરી શકાય ॥ ૧૦૪ ॥

**बाह्याभ्यन्तरसंगौ हि त्यक्त्वा स्वात्मनि तिष्ठति ।**
**भेदविज्ञानशस्त्रं यः करे धृत्वा स्तवीमि तम् ॥ १०५ ॥**

**અર્થ**:—જે આચાર્ય ભેદ વિજ્ઞાનરૂપીશસ્ત્ર હાથમાં લઇને બાહ્ય અને આભ્યંતર સર્વ પરિગ્રહોને દૂર કરે છે, અને સર્વનો ત્યાગ કરે છે.

અને છેવટે પોતાના આત્મામાં લીન રહે છે એમની હું સ્તુતિ કરૂં છું. આ ઉત્તમ આકિંચન્ય નામે નવમો ધર્મ છે. અને આચાર્ય પરમેષ્ટીનો એકવીસમો ગુણ છે. ॥ ૧૦૫ ॥

**ભાવાર્થ**—ચોવીસ પ્રકારના પરિગ્રહો છે. દશ બાહ્ય પરિગ્રહો અને ચૌદ અંતરંગ પરિગ્રહો. આ સર્વે પરિગ્રહો અત્યંત દુઃખકર છે. પ્રથમ મુનિરાજ બાહ્ય પરિગ્રહોથી દૂર થઈ જાય છે. પછી ધીમે ધીમે અંતરંગ પરિગ્રહો તજી દેવાનો યત્ન કરે છે. અને જૈનધર્મના ઉત્તમ ભેદવિજ્ઞાનરૂપી શસ્ત્રને લઈને તે પરિગ્રહોનો વિનાશ કરી દે છે જેથી તેઓ પોતાના આત્મામાં લીન થઈ શકે છે. શ્રાવકો પરિગ્રહોનો ત્યાગ ન કરી શકે તો તેમણે અવશ્ય પ્રમાણ રાખવુંજ જોઈએ. અને તેથી પણ સ્વાત્મસુખ તરફ દૃષ્ટિ નાખી શકે છે. જે મહામુનિરાજ પરિગ્રહોનો ત્યાગ કરે છે તેમને મારા નમસ્કાર છે. આ સંસારમા પરિગ્રહ તો વધારીએ તેટલો વધે અને ઘટાડીએ તેટલો ઘટે. માટે મનોભાવના પ્રબળ રાખી આત્મચિંતવન કરવું જોઈએ ॥ ૧૦૫ ॥

**सर्वाः स्त्रियः परित्यज्य मुक्तिस्त्रीसंगमाय यः ।**
**चिन्मये स्वात्मनि स्थातुं यतते स्तौमि तं सदा ॥१०६॥**

**અર્થ**:— જે આચાર્ય સર્વ પ્રકારની સ્ત્રીઓનો ત્યાગ કરી મુક્તિરૂપી સ્ત્રીને મેળવવા પ્રયત્ન કરે છે અને ચિદાનન્દમય પોતાના આત્મામાં લીન રહેવાં માટે સદા પ્રયત્ન કરે છે એવા આચાર્યની હું સેવક સ્તુતિ કરૂં છું. આ બ્રહ્મચર્ય નામે દશમો ધર્મ છે. અને આચાર્ય પરમેષ્ટીનો બાવીસમો ગુણ છે.

**ભાવાર્થ**:—નવ પ્રકારની શીલની વાડ સર્વે મનુષ્યો અને સ્ત્રીઓએ રાખવી જોઈએ. જે આ શીલવ્રત પાળે છે તેઓ દીપી નીકળે છે. તેમની કીર્તિનાં ચોમેર વખાણ થાય છે. સીતા, અંજના, વિગેરે

સતીઓ શીલ રક્ષાને માટે મશહૂર છે. પુરુષોએ પણ બ્રહ્મચર્ય ધારણ કરવું જોઇએ. જેઓ આ સંસારની સ્ત્રીઓના સુખનો ત્યાગ કરીને સદા આત્મચિંતવન કરે છે તે વંદનીય છે. પૂજનીય છે. એવા શ્રી મહામુનિરાજ સર્વત્ર પ્રભાવશાળી વ્યક્તિતરીકે પૂજાય છે. ખરેખર, સંસારની વિચિત્ર માયા અને મોહનો જેઓ ત્યાગ કરી સદાને માટે ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત પાળે છે તેવા શ્રી આચાર્ય દેવને મારા વંદન છે. ઉત્તમ બ્રહ્મચર્ય ગુણને ધારણ કરવાને માટે સર્વે જીવોએ મનોબળ કેળવીને ઉત્તમ વિચાર કરવા જોઇએ, અને બ્રહ્મચર્ય રાખવુ જોઇએ ॥ ૧૦૬ ॥

**स्वर्मोक्षदायिनो हृद्या भवक्लेशविनाशिनः ।**
**मन्दबुध्या मया ह्येते दशधर्मास्तु वर्णिताः ॥ १०७ ॥**

**અર્થ**:—એ ઉપર કહ્યા મુજબ દશ ઉત્તમ ધર્મો સ્વર્ગ અને મોક્ષનું સુખ આપવાવાળા છે. સર્વના હૃદયને આકર્ષિત કરવાવાળા છે, અને સંસારના સમસ્ત ક્લેશોનો નાશ કરનારા છે, એવા એ દશ ધર્મનું મેં મારી મંદબુદ્ધિ પ્રમાણે વર્ણન કર્યું છે ॥ ૧૦૭ ॥

## છ આવશ્યકનું વર્ણન.

**षण्णामावश्यकानां तु भवक्लेशविनाशिनाम् ।**
**व्याध्याधिनाशकानां च वर्णनं क्रियतेऽधुना ॥ १०८ ॥**

**અર્થ**:—સમતા વિગેરે છ આવશ્યકો સંસારના બધા ક્લેશોનો નાશ કરવાવાળાં છે. અને આધિ, વ્યાધિ વિગેરે સર્વ રોગોનો નાશ કરવાવાળાં છે. એવાં છ આવશ્યકોનું વર્ણન હવે કરવામાં આવે છે. ॥ ૧૦૮ ॥

रागद्वेषौ परित्यज्य समं जानन् प्रियाप्रियौ ।
पदार्थौ यतते ध्यातुं स्वात्मानं प्रणमामि तम् ॥ १०९ ॥

**અર્થ**:—જે આચાર્ય રાગ અને દ્વેષને સર્વથા છોડી દઈને પ્રિય અને અપ્રિય દરેક પદાર્થોને સરખા માની બધામાં સમતાભાવ રાખે છે અને હંમેશાં પોતાના આત્માનું ધ્યાન કરવા માટે પ્રયત્ન કરે છે એવા આચાર્યને હું નમસ્કાર કરૂં છું. આ સમતા નામે પ્રથમ આવશ્યક છે. અને આચાર્ય પરમેષ્ઠીનો તેવીસમો ગુણ છે ॥ ૧૦૯ ॥

भक्त्यार्हतां सदा मध्ये वंदनां कुरुते यतिः ।
एकस्यैवं स शुद्धात्मा वंदनाप्रविधायकः ॥११०॥

**અર્થ**:—જે આચાર્ય મુનિરાજ અરહંત દેવોમાંથી ગમે તે કોઈ એક અરહંતદેવની ભક્તિપૂર્વક વંદના કરે છે તે શુદ્ધ આત્માને ધારણ કરવાવાળા વંદના નામે આવશ્યકને ધારણ કરનારા કહેવાય છે. આ વંદના નામે બીજું આવશ્યક છે. અને આચાર્ય પરમેષ્ઠીનો ચોવીસમો ગુણ છે ॥ ૧૧૦ ॥

योऽर्हतां मोक्षदानां हि स्तुत्या मोक्षो भवेदिति ।
ज्ञात्वा कुर्वन् स्तवं नित्यं तृप्तः स्वात्मनि नौमि तम् ॥१११॥

**અર્થ**:—ભગવાન અરહંતદેવ મોક્ષ આપવાવાળા છે. એટલે એમની સ્તુતિ કરવાથી અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેમ સમજીને જે આચાર્ય શ્રી અરહંતદેવની હંમેશાં ભક્તિપૂર્વક સ્તુતિ કરે છે અને જે પોતાના શુદ્ધ આત્મામાં હંમેશાં તૃપ્ત રહે છે, એવા આચાર્યદેવને હું નમસ્કાર કરૂં છું. આ પરમેષ્ઠીની સ્તુતિ કરવી તે સ્તુતિ નામે ત્રીજું આવશ્યક છે. અને આચાર્ય પરમેષ્ઠીનો પચ્ચીસમો ગુણ છે ॥૧૧૧॥

**पक्षादिके कृतं दोषं गुरवे यो निवेदयेत् ।**
**प्रतिक्रमणमाकुर्वन् शुद्धस्तिष्ठति नौमि तम् ॥११२॥**

**અર્થ**:—જે આચાર્ય પખવાડીયું, માસ અને વર્ષ વિગેરેમાં કરેલા અથવા પ્રમાદથી ઉત્પન્ન થયેલા દોષોને ગુરૂની આગળ યથાસ્વરૂપમાં જણાવે છે અને પ્રતિક્રમણ કરીને શુદ્ધ આત્મામાં નિવાસ કરે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ પ્રતિક્રમણ નામનું ચોથું આવશ્યક છે અને આચાર્યનો છવ્વીસમો ગુણ છે ॥ ૧૧૨ ॥

**अतीतेऽनागते काले कृतदोषं त्यजन् ध्रुवम् ।**
**प्रत्याख्यानं सदा कुर्वन् लीनः स्वात्मनि नौमि तम्॥११३॥**

**અર્થ**:—જે આચાર્ય ભૂતકાળ અથવા ભવિષ્યકાળમાં કરેલા સમસ્ત દોષોને તજી દે છે અને હંમેશાં પશ્ચાત્તાપ અથવા ત્યાગ કરીને પોતાના શુદ્ધ આત્મામાં લીન રહે છે એવા શ્રી આચાર્યને હું વંદન કરૂં છું. આ પ્રત્યાખ્યાન નામે પાંચમું આવશ્યક છે. અને શ્રી આચાર્ય પરમેષ્ઠીનો સત્તાવીસમો ગુણ છે. ॥ ૧૧૩ ॥

**देहाद्भिन्नोऽस्मि चैतन्यरूपोऽस्मीति निजं स्मरन् ।**
**व्युत्सर्गं धारयन्नित्यं तृप्तः स्वात्मनि नौमि तम् ॥ ११४ ॥**

**અર્થ**:—હું આ શરીરથી જુદો છું અને ચૈતન્યસ્વરૂપ છું. એ પ્રમાણે પોતાના આત્માનું સ્વરૂપ ચિંતવીને જે આચાર્ય હંમેશાં વ્યુત્સર્ગ ધારણ કરે છે અને પોતાના આત્મામાં હંમેશાં તૃપ્ત રહે છે એવા આચાર્યને હું વંદના કરૂં છું. આ વ્યુત્સર્ગ નામે છઠ્ઠું આવશ્યક છે અને આચાર્ય પરમેષ્ઠીનો અઠ્ઠાવીસમો ગુણ છે ॥ ૧૧૪ ॥

**षड्विधानां हि चैतेषां वर्णनं क्लेषनाशकम् ।**
**आवश्यकगुणानां हि कामदं मोक्षदं कृतम् ॥ ११५ ॥**

**અર્થ**:—એ પ્રમાણે આચાર્ય પરમેષ્ઠીના જે છ આવશ્યક ગુણ છે તેનું વર્ણન સર્વ કલેશનો નાશ કરવાવાળું છે. બધી ઇચ્છાઓને પૂર્ણ કરવાવાળું છે અને મોક્ષની પ્રાપ્તિ કરવાવાળું છે. તેનું વર્ણન ઉપર મુજબ મેં કર્યું છે ॥ ૧૧૫ ॥

## પંચાચાર વર્ણન.

**शान्तिसौख्यकरा नित्यं पंचाचाराः सुखप्रदाः ।**
**वर्ण्यन्ते कामदा वंद्या भव्यतापविनाशकाः ॥ ११६ ॥**

**અર્થ**:—દર્શનાચાર વિગેરે પંચાચાર શાન્તિ અને સુખને આપવાવાળા છે. સદા સુખી કરનારા છે. વંદનીય છે; અને ભવ્ય-જીવોના સમસ્ત સંતાપને દૂર કરનારા છે. એવા પાંચ આચારોનું હવે વર્ણન કરવામાં આવે છે ॥ ૧૧૬ ॥

**पंचविंशतिदोषेभ्यो रहितं दर्शनं दधन् ।**
**तत्वश्रद्धां निजे कुर्वन् लीनः स्वात्मनि नौमि तम्॥११७**

**અર્થ**:—જે આચાર્ય પચ્ચીસ દોષોથી રહિત એવા સમ્યક્દ-ર્શનને ધારણ કરે છે અને જે પોતાના આત્મામાં જીવાદિક સાતે તત્વોનું શ્રદ્ધાન કરે છે અને પોતાના શુદ્ધ આત્મામાં હંમેશાં લીન રહે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ દર્શનાચાર નામે પ્રથમ આચાર છે અને આચાર્ય પરમેષ્ઠીનો ઓગણત્રીસમો ગુણ છે ॥ ૧૧૭ ॥

**येनात्मा बुध्यते नित्यं मोहाच्चेतो निवर्त्यते ।**
**तज्ज्ञानं हृदि संस्थाप्य निजे तृप्तोऽस्ति नौमि तम्॥११८॥**

**અર્થ**:—જે જ્ઞાનવડે હંમેશાં આત્માનું સ્વરૂપ જાણી શકાય છે, જે જ્ઞાનથી પોતાનું હૃદય મોહ શત્રુથી દૂર થાય છે, એ જ્ઞાન એટલે કે એવા સમ્યગ્જ્ઞાનને જે આચાર્ય પોતાના હૃદયમાં સ્થાન કરે છે અને તેથી પોતાના આત્મામાં તૃપ્ત રહે છે તેમને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું. આ જ્ઞાનાચાર નામે બીજો આચાર છે અને આચાર્ય પરમેષ્ઠીનો ત્રીસમો ગુણ છે ॥ ૧૧૮ ॥

**पंचधाचारमास्कंदन् परानाचारयन् ध्रुवम् ।**
**नित्यं तिष्ठति स्वे स्थाने भक्त्या यो नौमि तं मुदा ॥११९**

**અર્થ**:—જે આચાર્ય પાંચે પ્રકારના આચારોનું અથવા પૂર્ણ સમ્યગ્ચારિત્રનું સ્વયં પાલન કરે છે. અને અન્ય મુનિયો પાસે પાલન કરાવે છે અને સદા પોતાના આત્મામાં લીન રહે છે. એવા આચાર્યને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું. આ ચારિત્રાચાર નામે ત્રીજો આચાર છે. અને આચાર્ય પરમેષ્ઠીનો એકત્રીસમો ગુણ છે ॥ ૧૧૯ ॥

**यो द्वादशतपः कुर्वन् मोक्षदं कारयन् परान् ।**
**स्वरसे स्थापयन् तिष्ठन्निजे ह्यात्मनि नौमि तम्॥१२० ॥**

**અર્થ**:—જે આચાર્ય મોક્ષ આપવાવાળા બાર જાતના તપશ્ચરણોનું સ્વયં પાલન કરે છે, અને બીજા મુનિયો પાસે પાલન કરાવે છે તથા ભવ્યજીવોને પોતાના આત્મજન્ય રસ પીવડાવે છે અને આત્મામાં લીન રહે તેવી રીતે સ્થાપિત કરે છે. પોતે પોતાના શુદ્ધ આત્મામાં લીન રહે છે, એવા આચાર્યને હું નમસ્કાર કરૂં છું. આ

તપ નામે ચોથો આચાર છે, અને આચાર્ય પરમેષ્ઠીનો બત્રીસમો ગુણ છે ॥ ૧૨૦ ॥

**स्वात्मानं मोचयेदन्यात्स्वपदे स्थापयेद्ध्रुवम् ।**
**स्वराज्याय स्ववीर्येण यतते नौमि तं मुदा ॥ १२१ ॥**

**અર્થ**:—જે આચાર્ય પોતાના વીર્યાચારવડે અથવા આત્મબલની દ્વારા પોતાના આત્માને સમસ્ત પદાર્થોથી અલગ કરી દે છે અને પોતાના આત્માને પોતાના આત્મજન્ય સ્વરાજ્યની પ્રાપ્તિને માટે પોતાનો શુદ્ધ આત્મામાં લીન કરી દે છે એટલે કે હંમેશા શુદ્ધ આત્માની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે એવા આચાર્યને હું પ્રસન્ન થઈને નમું છું. આ વીર્યાચાર નામે પાંચમો આચાર છે અને શ્રી આચાર્ય પરમેષ્ઠીનો તેત્રીસમો ગુણ છે ॥ ૧૨૧ ॥

**स्वर्मोक्षदायकाः पूता भवदुःखनिवारकाः ।**
**पंचधापि मयाचारा वर्णिता हितकारकाः ॥ १२२ ॥**

**અર્થ**:—આ પાંચે આચાર સ્વર્ગ અને મોક્ષને આપવાવાળા છે. પવિત્ર છે. સંસારના દુઃખોનો નાશ કરનારા છે અને બધાનું હિત કરનારા છે. એવા પાંચ આચારોના સ્વરૂપનું મેં ઉપર મુજબ વર્ણન કર્યું છે ॥ ૧૨૨ ॥

## ત્રણ ગુપ્તિઓનું વર્ણન.

**वर्ण्यन्ते गुप्तयः पूता भववह्निविनाशिकाः ।**
**स्वराज्यदायिका हृद्या निजभावविबोधिकाः ॥१२३॥**

**અર્થ**:—હવે ત્રણ ગુપ્તિઓનું વર્ણન કરવામાં આવે છે. આ ત્રણે ગુપ્તિઓ સંસારરૂપ અગ્નિનો નાશ કરવાવાળી છે. આત્માના

શુદ્ધતારૂપ સ્વરાજ્યને આપનારી છે. હૃદયને મનોહર લાગે છે. પવિત્ર છે. અને પોતાના શુદ્ધ આત્માના સ્વરૂપને સમજાવવાવાળી છે ॥૧૨૩॥

**मोचयित्वाऽशुभाच्चित्तं शुभे संस्थाप्य कामदे ।**
**शुभादपि निजे लीनं मनोगुप्तिधरं स्तुवे ॥ १२४ ॥**

**અર્થ**:—જે આચાર્ય પોતાના હૃદયને અશુભ ધ્યાનથી દૂર કરી ઇચ્છાઓને પૂર્ણ કરવાવાળા શુભ ધ્યાનમાં લગાડે છે અને ફરીથી શુભ ધ્યાનથી પણ સ્વહૃદયને દૂર કરીને પોતાના આત્મામાં લીન કરે છે. એવી મનોગુપ્તિને ધારણ કરવાવાળા આચાર્ય પરમેષ્ટીની હું સ્તુતિ કરૂં છું. આ મનોગુપ્તિ નામે પ્રથમ ગુપ્તિ છે અને આચાર્ય પરમેષ્ટીનો ચોત્રીસમો ગુણ છે ॥ ૧૨૪ ॥

**शास्त्रबाह्यं वचस्त्यक्त्वा मौनं संदधते यतिः ।**
**वचोगुप्तिधरं नौमि स्वात्मध्यानपरायणम् ॥ १२५ ॥**

**અર્થ**:—જે આચાર્ય શાસ્ત્રની બહારનાં સમસ્ત વચનોનો ત્યાગ કરીને સદા મૌન ધારણ કરે છે અને પોતાના આત્મધ્યાનમાં સદા લીન રહે છે. એવા વચનગુપ્તિને ધારણ કરનારા આચાર્યને હું નમસ્કાર કરૂં છું. આ વચનગુપ્તિ બીજી ગુપ્તિ છે અને આચાર્ય પરમેષ્ટીનો પાંત્રીસમો ગુણ છે ॥ ૧૨૫ ॥

**मोचयित्वा वपुः पापात् कायगुप्तिं दधन्मुनिः ।**
**स्वात्मकार्यरतो यो हि तं नमामि स्वशुद्धये ॥१२६॥**

**અર્થ**:—જે આચાર્ય પોતાના શરીરને સમસ્ત પાપકર્મોથી દૂર કરી કાયગુપ્તિને ધારણ કરે છે અને જે પોતાના આત્માને શુદ્ધ કરવાના કાર્યમાં લીન રહે છે એવા આચાર્ય પરમેષ્ઠીને હું મારા

આત્માની શુદ્ધિ અર્થે નમસ્કાર કરૂં છું. આ કાયગુપ્તિ ત્રીજું ગુપ્ત છે. અને આચાર્ય પરમેષ્ટીના છેત્રીસમો ગુણ છે ॥ ૧૨૬ ॥

**गुप्तयो वर्णिताः पूताः जन्ममृत्युविनाशिकाः ।**
**षट्खण्डराज्यदायिन्यो मोक्षसौख्यविधायिकाः ॥१२७॥**

**અર્થઃ**—ઉપર મુજબ મેં યથાશક્તિ ત્રણે ગુપ્તિઓનું વર્ણન કર્યું છે. એ ત્રણે ગુપ્તિઓ પવિત્ર છે. જન્મમરણનો નાશ કરવાવાળા છે. ૭ ખંડોના રાજ્યને આપવાવાળી છે અને મોક્ષસુખને પ્રદાન કરવાવાળા છે. ( માટે દરેકે ત્રણે ગુપ્ત નું યથાશક્તિ પાલન કરવું જોઇએ જે મહામુનિરાજ આ ગુપ્તિઓનું યથાવિધ પાલન કરે છે તેમને મારા ભક્તિપૂર્વક નમસ્કાર છે. ) ॥ ૧૨૭ ॥

**एवं हि वर्णिता ह्येते आचार्यपरमेष्ठिनः ।**
**षट्त्रिंशद्धि गुणाः पूताः संसारक्लेशनाशकाः ॥१२८॥**

**અર્થઃ**—એ પ્રમાણે મેં શ્રી આચાર્ય પરમેષ્ઠીના પવિત્ર અને સંસારના સમસ્ત ક્લેશોને નાશ કરનારા એવા છત્રીસ ગુણોને વર્ણન કર્યું છે ॥ ૧૨૮ ॥

### ઉપાધ્યાય પરમેષ્ઠીના ગુણ.

**उपाध्यायस्य वर्ण्यन्ते पूताः स्वर्मोक्षदा गुणाः ।**
**पंचविंशतिसंख्याका वांछितार्थप्रदायिनः ॥ १२९ ॥**

**અર્થઃ**—હવે ઉપાધ્યાય પરમેષ્ઠીના પચ્ચીસ ગુણોને કહેવામાં આવે છે. એ પચ્ચીસ ગુણો પવિત્ર છે. અને સ્વર્ગ મોક્ષને આપવા-વાળા છે, અને ઇચ્છા અનુસાર ફળ પણ આપવાવાળા છે ॥ ૧૨૯ ॥

**आचारांगं पठेन्नित्यं मुनिश्रावकगोचरम् ।**
**पाठयंश्च परान् भव्यान् नौमि तं स्वरसे रतम् ॥१३०॥**

**અર્થઃ**—જે ઉપાધ્યાય પરમેષ્ઠી મુનિ અને શ્રાવકની સમગ્ર ક્રિયાઓને કહેવાવાળા આચારાંગ નામે પ્રથમ અંગને નિત્ય ભણે છે અને ભવ્યજીવોને ભણાવે છે તથા જે સદા પોતાના આત્મરસમાં લીન રહે છે. એવા ઉપાધ્યાય પરમેષ્ઠીનો આચારાંગમાં પારંગત થવું એ પ્રથમ મૂલગુણ છે.

**ભાવાર્થ**—જૈનાગમમાં કહ્યા મુજબ શ્રાવક અને મુનિરાજ ક્રિયાઓ પાળવા બંધાએલા છે. તે બધી શ્રાવકો અને મુનિરાજોને પાળવાની ક્રિયાઓનો આ આચારાંગ નામે અંગમાં સમાવેશ થઈ જાય છે. અને તેને ઉપાધ્યાય પરમેષ્ઠી બરાબર જાણી લે છે અને પોતે ચારિત્રમાં મૂકી તેનું યથાસ્થિતિ પાલન કરે છે. અને શ્રાવકોને ઉપદેશ આપી શ્રાવકોની ક્રિયાઓ પળાવવા સુપ્રયત્ન કરે છે એવા શ્રી ઉપાધ્યાયપરમેષ્ઠી વંદનીય છે ॥ ૧૩૦ ॥

**पठन्सूत्रकृतांगं यो दीक्षाछेदादिबोधकम् ।**
**अन्यांश्च पाठयन दक्षः स्वकार्ये नौमि तं सदा ॥१३१॥**

**અર્થઃ**—જે ઉપાધ્યાય પરમેષ્ઠી દીક્ષા છેદ વિગેરેને પ્રગટ કરવાવાળા એવા સૂત્રકૃતાંગ નામે બીજા અંગને સ્વયં ભણે છે. અને બીજા ભવ્યજીવોને ભણાવે છે અને પોતાના આત્મકાર્યમાં સદા તત્પર રહે છે એવા ઉપાધ્યાય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું. આ સૂત્રકૃતાંગ નામે બીજું અંગ છે અને તેમાં પારંગત થવું તે ઉપાધ્યાય પરમેષ્ઠીનો બીજો ગુણ છે ॥ ૧૩૧ ॥

**स्थानांगं पाठयन्भव्यान् वस्तुभावादिबोधकम् ।**
**पठंश्च स्वगृहं गन्तुं यतते स्तौमि तं मुदा ॥ १३२ ॥**

**અર્થ**:—જે ઉપાધ્યાય વસ્તુસ્વભાવ અથવા પદાર્થોના સ્વભાવને પ્રકટ કરવાવાળા સ્થાનાંગ નામે અંગને સ્વયં ભણે છે તથા અન્ય ભવ્યજીવોને ભણાવે છે તથા જે મોક્ષરૂપી પોતાના ગૃહમાં જવા માટે સદા પ્રયત્ન કરતા રહે છે એવા ઉપાધ્યાય પરમેષ્ઠીને ઘણી પ્રસન્નતા સાથે હું નમસ્કાર કરૂં છું. આ સ્થનાંગ નામે ત્રીજું અંગ છે અને તેમાં પારંગત થવું તે ઉપાધ્યાય પરમેષ્ઠીનો ત્રીજો ગુણ છે ॥ ૧૩૨ ॥

**पाठयन्समवायांगं पठन् जीवादिबोधकम् ।**
**परान् स्थाने निजे स्थातुं यतते यो हि नौमि तम् ॥१३३**

**અર્થ**:—જે ઉપાધ્યાય જીવ અજીવ વિગેરે પદાર્થોના ઉત્પત્તિ-સ્થાન વિગેરેને પ્રગટ કરવાવાળા સમવાયાંગ નામે અંગને પોતે ભણે છે અને અન્ય જીવોન ભણાવે છે; અને જેઓ પોતાના મોક્ષરૂપી સ્થાનમાં રહેવાને માટે હંમેશ પ્રયત્ન કરે છે એવા ઉપાધ્યાય પરમેષ્ઠીને હું નમસ્કાર કરૂં છું આ સમવાયાંગ નામે ચોથું અંગ છે. અને શ્રીઉપાધ્યાય પરમેષ્ઠીનો ચોથો ગુણ સમવાયાંગમાં પારંગત થવાથી પ્રગટે છે ॥ ૧૩૩ ॥

**व्याख्याप्रज्ञप्तिनामानं यः पठेत् पाठयेत् परान् ।**
**तं स्तवीमि पदार्थस्य भेदाभेदादिसूचकम् ॥ १३४ ॥**

**અર્થ**:—જે ઉપાધ્યાય સમસ્ત પદાર્થોના ભેદ અને અભેદોને સૂચિત કરવાવાળા વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ નામે અંગને સ્વયં ભણે છે, અને અન્ય મુનિયોને ભણાવે છે. એવા ઉપાધ્યાય પરમેષ્ઠીની હું સ્તુતિ કરૂં છું આ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ નામે પાંચમું અંગ છે. અને તેમાં પારંગત થવું તે ઉપાધ્યાય પરમેષ્ઠીનો પાંચમો ગુણ છે ॥ ૧૩૪ ॥

**पठन् ज्ञातृकथांगं यो जीवाजीवादिबोधकम् ।**
**पाठयंश्च परान्नित्यं निजे तिष्ठति नौमि तम् ॥ १२५ ॥**

**અર્થ**:—જે ઉપાધ્યાય જીવ, અજીવ વિગેરે પદાર્થોને પ્રતિબોધિત કરવાવાળા જ્ઞાતૃકથાંગ નામે અંગને જાતે ભણે છે, અને બીજા મુનિયોને ભણાવે છે. તથા જે પોતાના આત્મામાં લીન રહે છે એવા ઉપાધ્યાય પરમેષ્ટીને હું નમસ્કાર કરૂં છું આ જ્ઞાતૃકથાંગ નામે છઠ્ઠું અંગ છે, અને તેમાં પારંગત થવું તે ઉપાધ્યાય પરમેષ્ઠીનો છઠ્ઠો ગુણ છે ॥ ૧૩૫ ॥

**पठन्नुपासकाध्यागं श्रावकाचारवाचकम् ।**
**योऽन्यांश्च पाठयन् दक्षः स्वधर्मे नौमि तं सदा ॥१३६॥**

**અર્થ**:—જે ઉપાધ્યાય શ્રાવકાચારનું વર્ણન કરવાવાળા ઉપાસકાધ્યયન નામે અંગને સ્વયં ભણે છે, અને બીજા મુનિયોને ભણાવે છે; અને જે પોતાનો આત્મધર્મ ધારણ કરવામાં ઘણા ચતુર છે એવા ઉપાધ્યાય પરમેષ્ઠીને હું સદા નમસ્કાર કરૂં છું. આ ઉપાસકાધ્યયન નામે સાતમું અંગ છે અને ઉપાધ્યાય પરમેષ્ઠીનો તેમાં પારંગત થવું તે સાતમો ગુણ છે ॥ ૧૩૬ ॥

**अन्तकृद्दशनामांगं केवल्याचारबोधकम् ॥**
**पठंश्च पाठयन्योऽन्यान् मग्नः स्वात्मनि नौमि तम् ॥१३७॥**

**અર્થ**:—એક એક તીર્થંકરના વખતમાં દસ દસ અન્તકૃત્ કેવલિ થાય છે. જેઓ ઉપસર્ગ સહન કરી એજ વખતે કેવલજ્ઞાન અને નિર્વાણ પ્રાપ્ત કરે છે તેનું સવિસ્તર વર્ણન અન્તકૃદ્દશાંગ નામે આઠમાં અંગમાં છે. જે ઉપાધ્યાય તે અંગને સ્વયં ભણે છે,

